| | |
|---|---|
| વાંકવિનાની | ૨–૦ |
| ધનીવણકર | ૨–૦ |
| અરેબીયન નાઇટ્સ | ૪–૦ |
| નવલિકાઓ (મુનશી) | ૨–૦ |
| જીવનમાંથી જડેલી ,, | ૨–૮ |
| ઐતિ. કથામંજરી | ૨–૮ |
| કથામંજરી ભા. ૧ | ૨–૦ |
| કથામંજરી ભા. ૩ | ૨–૦ |
| હાસ્યકથામંજરી ભા. ૧ | ૨–૦ |
| સદર ભા. ૨ | ૨–૦ |
| હાસ્યમંદિર | ૨–૦ |
| કલ્પનાની મૂર્તિઓ | ૧–૮ |
| જીવનની ઝાંખી | ૨–૦ |
| વાનરસેનાની વાતો | ૧–૦ |
| સોલંકી યુગની કીર્તિકથાઓ | ૨–૦ |
| સુંદરીઓનો શણગાર ભા. ૨ | ૧–૮ |
| મહાકવિ કાલીદાસની પ્રસાદી | ૧–૮ |
| સંસ્કૃત સાહિત્યની કથાઓ | ૨–૮ |
| કેટલીક નવલકથાઓ | ૨–૦ |
| રસમૂર્તિઓ | ૧–૮ |

| | |
|---|---|
| વિભૂતિમંદિર (અશોક હર્ષ) | ૨–૦ |
| કમાલ (ર. જ. દલાલ) | ૨–૦ |
| જંગીઝખાન ( ,, ) | ૨–૦ |
| ટૉમ્સ એલ્વા એડીસન | ૨–૦ |
| પ્લુટાર્કનું જીવન ચરિત્ર | ૨–૮ |

**અમદાવાદ અને મુંબઈ–૨**

'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા' પુ. ૧૦૩

ગુજરાતના ચાવડા રાજા યોગરાજના સમયની
ઐતિહાસિક નવલકથા

# અણહિલવાડનો યુવરાજ

[ ઉત્તરાર્ધ ]

લેખક :
નૌતમકાન્ત સાહિત્યવિલાસી

" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા "
જીવનલાલ ઍન્ડ સન્સ
અમદાવાદ અને મુંબઈ—૨૧

# નિવેદન

આ નવલકથામાં જે ઐતિહાસિક માહિતીને વણી લેવાઈ છે; તે સંબંધે 'પૂર્વાર્ધ'માં મારું નિવેદન જોઈ જવું. તે સમયનાં સામાજિક રીતરિવાજ, રાજકારણ, ગુપ્તચર્યા અને યુદ્ધનીતિને અનુસરતા પ્રસંગોની રચના કેટલાક અંશે સફળતા પામી છે તે નક્કી કરવાનું કામ વાંચકોએ જ કરવું રહ્યું.

'પૂર્વાર્ધના વાંચકો તરફથી ઉત્તરાર્ધની માગણી આવ્યે જાય છે; લખવામાં ઉતાવળ કરો તો સારું.'—આ મતલબના જીવનલાલ એન્ડ સન્સના સંચાલક ભાઈ ચંદ્રકાન્ત જીવનલાલ મહેતાના ઉપરાઉપરી પત્રોએ ઉત્તરાર્ધ-લેખનની મારી મન્દ ગતિને વેગ આપ્યો છે એમ કહેવું અસ્થાને નથી.

પ્રુફ શુદ્ધિને પુરતો ન્યાય આપી શકાયો નથી એમ જેને જણાય તેણે ઉદાસીનતાને વશ ન થતાં ઉદારતાનો આશ્રય લેવો એવી મારી નમ્ર સૂચના છે.

જુન ૧૯૪૨,
મુંબઈ

નૌતમકાન્ત સાહિત્યવિલાસી.

# અ નુ ક્ર મ

## આ લેખકનાં અન્ય પુસ્તકો

**અપરાધીની** [ સામાજિક નવલકથા ]
**સહચરીની શોધમાં** [ સદ્‌ગત જીવનલાલ અમરશી મહેતાના સહકારથી લખાયેલી હાસ્યકથા ]
**વાંક વિનાની** [ સાંસારિક નવલિકા ]
**અણહિલવાડનો યુવરાજ ( પૂર્વાર્ધ )** [ ઐતિહાસિક નવલકથા ]

### હવે પછી બહાર પડનારાં પુસ્તકો

**હોમાઈ રહેલાં** [ સામાજિક નવલકથા ]
**ગુર્જર સૈનિક** [ ઐતિહાસિક નવલકથા ]

સિદ્ધહસ્ત લેખક શ્રી ઉદયરંગરાય ઓઝા કૃત ઐતિહાસિક



મૌલિક નવલકથા

*

પૃષ્ઠ ૫૫૦ : પાકું પૂઠું
સુંદર કવર જેકેટ

કિંમત રૂ. સાડાત્રણ

×મહાન્ સિકંદરે હિંદુસ્તાન ઉપર પ્રથમ ચઢાઈ કરેલી તે સમયની આ નવલકથા હિંદના રાજકીય, સામાજિક ધાર્મિકપરિવર્તનનો ઇતિહાસની દ્રષ્ટિએ સુન્દર ખ્યાલ આપે છે.

ઑાન. શ્રી. મુનશીના 'રાજાધિરાજ' અને 'ગુજરાતનોનાથ'ની સંપકિતએ સ્થાન આપવા યોગ્ય આ સ્વતંત્ર નવલકથા છે.

× તે વખતનાં હિંદનાં સામ્રાજ્યો, તેમનું બંધારણ અને પ્રજાના રીતરિવાજ સાંગોપાંગ દર્શાવે છે.

*બાલરાજા આંભિની નિર્દોષતા, તક્ષશિલાના રાજ્યની રાજમાતા રંભાદેવીની વિલાસપ્રિયતા, રાજા નંદનું ઝનુન, પૌરસની દેશભક્તિ, મહાન્ ગુરૂકુળો અને બૌદ્ધો વચ્ચે ઝગડા અને સિકંદરની સૌન્દર્ય-લોલુપતા: તેમના માનસને વ્યકત કરતી આ નવલકથા એક સરખા પ્રવાહમાં વાંચકોને ખેંચી રાખે છે.

જીવનલાલ અમરશી મહેતા

પીરમશારોડ : : અમદાવાદ

શ્રી ઉચ્છરંગરાય કે. ઓઝાના

# વિશ્વયુદ્ધના ત્રણ પુસ્તકો

સ્વતંત્ર મૌલિક લખાયેલો ઐતિહાસિક ગ્રંથો



## સ્વતંત્ર જર્મની

રાજ્યના અગ્રણીઓના ફોટા ચિત્રો
અને રાજ્યક્રાંતિ દર્શાવતા નકશા સાથે

પૃષ્ઠ ૨૭૭ : બેરંગી પુંઠું

કિં. રૂ. દોઢ

## રશિયા ભા. ૧–૨ જો

રૂશિક વંશથી ઝારશાહી સુધી અને ઝારશાહીના અંત પછીના રશિયન ક્રાંતિના ઈતિહાસનાં અનેક ગ્રંથોના આધારે લખાયેલું મૌલિક પુસ્તક—ગુજરાતી સાહિત્યમાં સ્વતંત્ર રીતે લખાયેલાં ઈતિહાસના પુસ્તકોમાંનું છેલ્લું પ્રકાશન આજ છે.

નકશા અને અનેક ફોટોચિત્રો સાથે : આકર્ષક ગેટઅપ

બેરંગી પુંઠું : કિંમત ત્રણ રૂપિયા.



મુસ્લિમ બિરાદરો માટે અભ્યાસ યોગ્ય

મહાન નરનું જીવનવૃત્તાંત

## કમાલપાશા

પ્રયોજક : શ્રી રમણલાલ દલાલ

તુર્કીના તારણહાર અને ઉદ્ધારક આતા તુર્કનું ઝીણામાં ઝીણી માહિતી–હકીકતથી ભરેલું ઘણાં ચિત્રો, થ્રી કલર સુંદર કવર જેકેટ સાથે જીવનચરિત્ર છે.

કીંમત રૂ. અઢી.

## પ્રકરણ ૧ લું : :

### આસવગૃહને પ્રણામ કરવાની તૈયારી

અપમાન જેવી વિષમ જ્વાળા એક પણ નહિ હોય. એનો પડઘો વૈર વાંછે છે. વૈર જેટલું આયુષ્ય બીજી કોઈ જ લાગણીએ પ્રાપ્ત કર્યું નહિ હોય. આ લાગણીનું પૂર એટલું વેગવાન છે કે અંતઃકરણના મૂળ સુધી ફરી વળતાં તે ક્યાંય વિઘ્ન પામતું નથી. ઊંચા દરજ્જાનાં સ્ત્રી-પુરુષને હીન સ્થિતિમાં ઘસડનાર આ પૂરમાં તણાતું કોણ નહિ હોય!

—આવું ભાન ક્યારેક અણુનમના હૃદયમાં જાગૃત થતું; છતાં તે ઝાઝો વખત ટકી શકતું નહિ.

આસવગૃહમાં એક ઓરડામાં નંદ સમીપ તે બેઠો હતો. તેનો એક પક્ષકાર મરાયો છે, જેનું વય નાનું હતું—આ મરણને તેણે જબરી ખોટ માની. તે બબડવા લાગ્યો: "સજ્જન જેવો જુવાન મેં મારી જિન્દગીમાં જોયો નથી. સામી છાતીએ તે મુઓ નહિ હોય—દગાફટકાનો ભોગ થયો હશે."

મોં નીચું રાખી નંદ સાંભળતો હતો.

આનંદિનીને અંદર આવી ઉભી રહેલી જોતાં જ અણુનમે પૂછ્યું: "કેમ!"

"એમને બહુ સમજાવ્યા, સમજતા નથી."

મનુભા સંબંધમાં કહેવાયું છે, આ સત્ય માની તેણે પૂછ્યું: "એ શું કહે છે?"

"મને કશી સમજ પડતી નથી. તમે બે જણા અહીંથી ઉઠો, બહાર આવો, એનો બકવાટ સાંભળો."

એ ઓરડો છોડી તેઓ બાજુના ખંડમાં-જ્યાં આનંદિની બેસતી ઉઠતી ત્યાં-આવ્યાં. ગાદલામાં મનુભાને પડી રહેલો જોઈ અણનમે મત આપ્યો: "આસવના અતિરેકનું આ પરિણામ છે, આનંદિની!"

ગાદલાની એક બાજુએ મૌન જાળવી તેઓ બેઠાં. ઊંઘતો માણસ જાગી ઉઠે તેમ તે ઝબકયો, ગાદલામાં બેઠો થયો. આપત્તિમાં સપડાયેલા માણસને તેમાંથી મુક્ત થવાનો વિચાર અનાયાસે પ્રાપ્ત થતાં જે આનંદ તેના મોં પર પ્રકટે છે એજ આનંદ મનુભાના મોં પર પ્રસર્યો, તે બોલ્યો: "તમે કોઈ બીશો નહિ. ન્યાયથી ડરવું કાયરને શોભે. આપણે સહુ મર્દ છીએ."

—આમ બકવાટ ચલાવી આ માણસ શું કહેવા ઈચ્છે છે, તે સમજાયું નહિ.

હર્ષાવેશમાં તે કહેવા લાગ્યો: "નંદ! તું મારો વિશ્વાસુ મિત્ર છે. અણનમ દાદા! તમે તો મારા વડિલ છો. આનંદિની! તું કોણ છે એ તો મારું હૃદય જ જાણે છે. આપણા લોકોમાં કશો ભેદ નથી. સાંકળની કડી જેવી આપણી સ્થિતિ છે. આપણે કયું ધ્યેય પાર પાડવું છે, કહી શકશો?"

"પુરાણપુરને સ્વતંત્ર કરવું છે. અણહિલવાડમાં ચાવડાનું પ્રાબલ્ય ન જોઈએ. પુરાણપુરમાં પરમારોનું અલગ રાજ્ય સર્જાવું જોઈએ. એ પ્રગણું પરમારોનું હતું ને પરમારોએ જ પાછું મેળવવું પડશે."

"હવે એટલાથી સંતોષ મળશે?" આનંદિનીએ કહ્યું: "દાદા! હવે તો સમસ્ત અણહિલવાડમાંથી ચાવડાનું બળ નષ્ટ થવું જોઈએ." મનુભાને ઉદ્દેશી બોલી: "એજ કહેવાની તમારી મતલબ છે કે બીજી કોઈ?"

ખડખડ હસી મનુભા બોલ્યો: "તમે કોઈ મને સમજ્યાં લાગતાં નથી. મારો અંતરાત્મા કહે છે કે જેવા પરમારો છે તેવા જ ચાવડા છે. અણહિલવાડના તો આપણે સહુ સંતાન છીએ." ત્રણેયના નામ અનુક્રમે બોલી તેણે વિચાર સુચવ્યો: "આપણે સહુ યોગ મહારાજ આગળ હાજર થવા જઈએ તો સારું!"

"શું કેદ પકડાવા સારુ?"

"એ વિના આત્મકલ્યાણનો માર્ગ આપણા માટે અવશેષ રહ્યો નથી."

"એમ કરશો?" અણનમે હસીને તેને કહ્યું: "તમે એક અહીંથી સિધાવો."

"આત્મકલ્યાણનો માર્ગ તમારા ત્રણમાંથી એકેયને પસંદ નથી?"

"ના. એ નિર્બળ માર્ગ અમારે જોઈતો નથી." અણનમ ગંભીર બની બોલ્યો: "મનુભા! ઉતાવળે સિધાવો. આત્મકલ્યાણને માર્ગે જતાં નાહક ઢીલ થાય છે."

આનંદિની અને નંદને અનુક્રમે પૂછ્યું: "તમે મારી સાથે આવશો?"

"ના." નંદ અને આનંદિની તરફથી એક સરખો ઉત્તર મળ્યો: "અમારે આવવું નથી."

મોં પર રોષ પ્રકટ્યો, ઉભો થયો ને ત્રણે જણને ઉદ્દેશી ગાજ્યો: "મારા એકના માથે નહિ, આપણા સહુના માથા પર મોત ભમી રહ્યું છે. આપણા લોકોને અબુધ માની તૃતિય પક્ષના એક પ્રપંચી

પુરુષે ઉશ્કેર્યા છે. આપણામાંથી એકને પણ ખબર આપવાની દરકાર ન રાખતાં જેઓએ આપણી ભૂમિમાં વિગ્રહની જ્વાળા સળગાવી મુકી છે–"

તેને બોલતો અટકાવી આનંદિની વચ્ચે બોલી: "એ લોકો પર જુઠું આળ ન ચડાવો. તૃતિય પક્ષે જે કાંઈ કર્યું છે તેમાં આપણો જ મોટો હિસ્સો છે. આપણને અંધારામાં રહેવા દઈ તેઓએ હજી સુધી કશું જ કર્યું નથી."

"એમ હશે." મનુભાએ પગ ઉપાડ્યો. "ખરાબ પરિણામની રાહ જોવાનું ન ભુલશો."

"એને રોકવાની મુર્ખાઈ કોઈ ન કરશો." અણનમે નંદ અને આનંદિનીને પુનઃ સૂચવ્યું: "એ જ્યાં ઈચ્છે છે ત્યાં એને જવા દો."

આ વાક્ય મનુભાને તીર પેઠે ખુંચ્યું છતાં તેણે કાંઈ પણ ન બોલતાં બારણાં ઉઘાડી બહાર જવા માંડ્યું. તેને કોઈએ સમજાવ્યો નહિ, રોક્યો નહિ.

તે ગયા પછી આનંદિની ક્યાંય સુધી પ્રતિમા પેઠે સ્થિર બેસી રહી. અણનમ અને નંદની હાલત પણ એવી જ થઈ હતી. કેટલીક વારે સ્વસ્થ થયા પછી આનંદિની મૃદુ સ્વરે બોલી: "હવે એના કૃત્ય માટે બળાપો કરવાથી કશો જ અર્થ સરે તેમ નથી."

અણનમે સલાહ આપી: "આપણે આપણા બચાવ માટે ઉતાવળ કરવી જોઈએ, એમ મને લાગે છે."

"મારો પણ એજ મત છે."

આ નિર્ણય થયો કે તરત જ તેઓએ આસવગૃહ છોડી જવાની તૈયારીઓ શરુ કરી.

મનુભા જે દરવાજેથી બહાર ગયો હતો તેના બારણાં પવનના જોરે દેવાયાં હતાં; અંદરથી કોઈએ તેને સાંકળ લગાડી નહોતી.

થોડી વારે દરવાજો બહારથી ખખડ્યો. આનંદિનીએ હાથ ધરેલું કાર્ય પડતું મુકી પૂછ્યું : "કોણ છે?"

જવાબ મળ્યો : "હું ચોકિયાત." આ પ્રમાણે ઓળખ આપી તે બોલ્યો : "અખેરાજ ભગત આવ્યા છે."

આ નામ સાંભળતાં વેંત આનંદિની મોટે અવાજે બોલી : "બારણું અમસ્થું બંધ છે, સાંકળ વાસી નથી. ધક્કો મારવાથી તરત ઉઘડી જશે."

બીજી જ પળે બારણું ઉઘડ્યું ને અંગરખુ, પાઘડી સુરવાલ વગેરે વસ્ત્રોમાં સજ્જ થયેલો પચાસેક વરસની ઉમરે પહોંચેલો પ્રૌઢ અંદર આવ્યો. ચોકિયાત બહાર જ ઉભો હતો.

નંદ અને અણુનમ, આનંદિની પાસે આવી ઉભા રહ્યા. ભગત શું કહે છે તે જાણવાની જિજ્ઞાસા ત્રણે જણના મોં પર ફેલાઈ હતી; એથી જ તેઓ તેનું સ્વાગત્ કરવાનું વિસર્યા હશે!

તેણે આનંદિનીને ઉદ્દેશી કહ્યું : "એક અગત્યના સમાચાર આપવા સારુ હું જાતે અહીં આવ્યો છું."

જુદા જુદા ઘાટ – માપની કસબી – કારીગીરીવાળી મોજડીના ખાસ વેપારથી પંકાઈ ગયેલો અખેરાજ ભગત એવા તે શા સમાચાર લાવ્યો છે કે જે કહેવા પહેલાં પોતાના આગમનનું કારણ કહેવું તેણે આવશ્યક માન્યું, આ પ્રશ્ને જિજ્ઞાસુઓને વધારે અધિરાં કરી મુક્યાં.

તેમની અધિરતા પારખી ભગત શેઠે કહ્યું : "મેનકારાણી અને ચન્દ્રક સોલંકી તમને મળવાનો સમય મેળવી શક્યાં નથી."

"તેઓ ક્યાંય બહાર ગયાં છે?"

"જતા રહેવાની ફરજ પડી છે." ભગત શેઠે ખુલાસો કરવા માંડ્યો : "તેઓ સિન્દુરમાં મુકામ કરશે, જ્યાં આગળ ચાલુક્ય સેનાએ થાણાં નાખવા માંડ્યાં છે."

આ ખુલાસા પરથી ચન્દ્રકનાં સ્થિતિ તેમજ પ્રવૃત્તિ કલ્પી શકાતાં હતાં. તેના ધ્યેયમાં તે કેટલોય આગળ વધ્યો છે એમ લાગતું હતું. કોઈ અણુધારી આફત આવ્યા પહેલાં તે છટક્યો છે, એ પણ માની શકાતું હતું.

આનંદિનીએ તેને પૂછવા માંડયું : "બીજું કાંઈ બોલ્યા છે?"

"કહેતા હતા કે નૃત્યવિહારમાં ચાવડો સરદાર દાખલ થશે પણ ખાલી હાથે પાછો બહાર નીકળશે."

આ સાંભળી આનંદિની બોલી: "ભગત શેઠ! આજે મારી ધારણા સાચી પડી એમ મને લાગે છે."

અણુનમે તેના સમર્થનમાં આગળ કહ્યું: "ખરી વાત છે. પણ મેનકારાણીએ આનંદિનીની સલાહ એ વખતે સ્વીકારી નહોતી."

આ બાબત પર ચર્ચા કરી સમય બગાડવાનું અનુચિત માની આનંદિનીએ પૂછ્યું: "એ બંને જણ અહીંથી વિદાય થવાની ફરજમાં મુકાયાં તેનું કારણ તમે જાણતા હશો!"

"સોલંકીના કહેવા પરથી લાગે છે કે નૃત્યવિહારમાં તેના બે માણસોને દાખલ થતા સુભટ્ટે જોયા હતા. આ બાબતને તેણે ઘણું મહત્ત્વ આપ્યું – માન્યું કે વિહારમાંથી મેનકાને નસાડવામાં વિલંબ થશે તો તે ઓચિંતી કેદ પકડાશે."

"એમાં જે લોકો હતા તેમની વ્યવસ્થા કરી છે?"

"કહેતા હતા કે તમામ વ્યવસ્થા થઈ જશે."

"અમારે શું કરવું એ બાબતમાં કાંઈ બોલ્યા છે?"

"હા, કહી ગયા છે કે તમે લોકો ગફલતમાં ન રહેશો. મનમાં સંદેહ ઉપજે કે તરત જ આસવગૃહને પડતું મુકજો." ભગત શેઠે આગળ બોલવા માંડ્યું: "અણુહિલવાડના લશ્કરમાં ફાટફુટ પડાવવા જેટલાં બુદ્ધિ, બળ ને અભ્યાસ ધરાવતાં હોય તેમણે તેમ કરતાં

ચુકવાનું નથી. આ કાર્યને પહોંચી વળવું અશક્ય જણાય તેઓએ જુદા જુદા વેશ ધારણ કરી ફરતા રહેવું ને લોકોમાં પ્રચાર શરુ કરવો કે જયશિખરી મહારાજે ભુવડદેવ સાથે બાથ ભીડી જે ભૂલ કરી હતી એ જ ભૂલ યોગ મહારાજને હાથે થવા ન પામે તેની સાવચેતી પ્રજાજનોએ રાખવી જરૂરી છે–આ કામ થઈ ન શકે અને પકડાઈ જવાની બીતિ લાગે તો સિન્દુર તરફ આવતા રહેવું."

–આ પ્રમાણે વિગતવાર સમજણ પાડી ભગતશેઠે પ્રથમ આનંદિનીને, પછી અણનમ અને નંદને અનુક્રમે નમસ્કાર કરી જવાની રજા મેળવી.

તે ગયા પછી આસવગૃહને અંતિમ પ્રણામ કરવાની અધુરી મુકેલી તૈયારીને ત્રણે જણાએ વેગ આપ્યો.

## પ્રકરણ ૨ જું ::

### એક છૂટો પડયો, બીજો મળ્યો.

'આ નંદિનીનું આસવગૃહ તથા મેનકારાણીનું નૃત્યઘર કારસ્થાનનાં ધામ છે. આ બંને ધામમાં કાવત્રાંખોર મંડળી એકત્ર થતી રહે છે. મંડળીનો મુખ્ય નાયક ચન્દ્રક સોલંકી લાગે છે. મેનકારાણી તેના હાથ નીચે મુકાયેલી જાસુસ છે. તેઓ આ દેશના રાજવંશ ઉપરાંત પ્રજાજનોને ગુલામ બનાવવાનો પ્રયત્ન કરતા જણાય છે.'

આ બધી માહિતીઓ આસવગૃહ અને નૃત્યઘરમાં બાહુક સાથે આવવાથી પોતે પ્રાપ્ત કરી શક્યો છે. આ કાંઈ ઓછા લાભની વાત ન કહેવાય અને આથીયે વધારે મહત્ત્વની વાત તો મહારાણી અને યુવરાજનો પત્તો મળ્યો એ ગણાય, એમ માની કાનિયાની ભૂમિકાને ટકાવી રહેલા કૈલાસે બાહુકને શાબાશી આપતાં કહ્યું : "મારી નજરે તું નિષ્ણાત ગુપ્તચર સિદ્ધ થયો છે."

પોતાની કદર થયાથી બાહુકના મનમાં અનહદ આનંદ થયો, આવેશમાં તે બોલ્યો : "આપની પીઠ હોવાથી જ હું એટલું કરી શક્યો છું."

આસવગૃહમાંથી બહાર નીકળી બંને જણાએ કેટલોક પંથ કાપ્યો હતો.

"બંને કારસ્થાન-ધામને ઘેરી લેવાથી તેમાં રહેલા કાવત્રાં-ખોરો અવશ્ય પકડાઈ જશે, એથી યે મહત્ત્વનું કાર્ય એ થશે કે નૃત્યવિહારના બંધનાગારમાંથી મહારાણી અને યુવરાજ મુક્ત થઈ શકશે."

આ પ્રમાણે મનમાં આવેલો વિચાર જણાવ્યા પછી બાહુકે કૈલાસને પૂછ્યું: "આ તમામ બાતમી મહારાજને પહોંચાડીએ તો કેમ?"

"પહોંચાડી શકાય. એમ કરવું એ કાંઈ ખોટું નથી. પણ મહારાજ સમક્ષ આવા સમાચાર આપવા જવું એ કરતાં કોઈ સંગીન કામ પાર પાડીને જવું વધારે ઠીક ગણાય." કૈલાસે એકાદ બે ડગલાં આગળ ચાલતાં કહ્યું: "જાણે જો ને! થોડાક વિશ્વાસુ માણસોને તારી સાથે લઈ તું આસવગૃહમાં ધસી જા."

"ને આપ?"

"હું જઈશ નૃત્યવિહારમાં."

"એકલા જશો?"

"એકલા જવું કે માણસોને સાથે લઈ જવાં એ હજી સુધી હું નક્કી કરી શકયો નથી." કૈલાસે જવાબ આપ્યા પછી તેને પૂછ્યું: "તારી પાસે માણસોની સગવડ છે?"

"હા, છે." બાહુકે માથું હલાવી કહ્યું: "આ વિસ્તારમાં રહેનારા ઘણા માણસોને હું ઓળખું છું, જેમાંના થોડાક સાથે તો મારે ગાઢ મૈત્રી છે. આ લોકોમાં જેઓ પોતાના રહેઠાણમાં હાજર હશે તેમને હું મારી સાથે અવશ્ય લઈ જઈ શકીશ."

"વાહ! વાહ!" કૈલાસ વિનોદભાવે બોલ્યો: "ત્યારે તો હું તને થોડાક લોકનાયકોમાંનો એક માનીશ."

"જો જો તો ખરા –" બાહુકે સહેજ હસીને કહેવા માંડ્યું : "એક દિવસે રાજકર્મચારીઓના મંડળમાં હું પણ હાજરી આપતો થઈ જઈશ."

– પછી ગંભીરતા ધારણ કરી તેણે પુછ્યું : "આપને માણસોની જરુર છે ?"

"મેં એક વાર તને કહ્યું કે હજી સુધી મેં કશો નિર્ણય કર્યો નથી. છતાં હું એકલો જવાના નિર્ણય પર આવીશ એમ મને લાગે છે."

થોડીવાર બંને જણા મૌન રહ્યા. વાતચીત કે વિચાર પાછળ સમય વેડફવાની જરુર નથી, એમ જણાતાં કૈલાસે તેને કેટલીક અગત્યની સૂચનાઓ આપી માર્ગમાંથી જ વિદાય કર્યો.

પાટણની આજુબાજુએ આવેલા જંગલોમાં ઘુમતા રહેવાની ફરજ કેટલાક વખતથી માથે આવી પડેલી હોવાથી એ વિસ્તારોમાં વસવાટ કરનાર અનેક માણસોના ગાઢ સંપર્કમાં બાહુક આવ્યો હોય એ સંભવિત છે. પણ તેવી કોઈ ફરજ પોતે જાતે બજાવવી પડી નથી એથી બાહુક જેટલી ઓળખાણ આ વિસ્તારમાં પોતાને ન હોય એ દેખીતું છે, આ પ્રમાણે મન મનાવી તે પોતાના માર્ગે આગળ વધવા લાગ્યો.

પોતે ધારે તે સમયે પાટણની કોઈપણ લશ્કરી ટુકડીને બોલાવી નૃત્યવિહારને ઘેરી શકે તેમ છે, એમ તેના મનમાં થયું. બીજી જ પળે તેને જણાયું કે એ પ્રમાણે ઉઘાડી મદદ મેળવી નૃત્યવિહારને ઘેરવાથી પોતાની ઉચિત ઇચ્છા પાર પડી શકશે નહિ.

તેની ઉચિત ઇચ્છા હતી કે મહારાણી અને યુવરાજ નૃત્ય-વિહારમાં કેદ હતાં એ વાત ઢંકાઈ રહે એ રીતે તેમનો છુટકારો થાય તો ઘણું સારું. આ ઇચ્છા કઈ રીતે પાર પડે, તેના જ વિચારો તે કર્યે જતો હતો.

– મેનકારાણીને મળી પોતે પુરાણપુરનો પ્રદેષ્ટા કૈલાસ છે એવો ખુલાસો તેની આગળ કર્યો હોય તો ?

– શું એ નર્તકી ભય ન પામે ?

અનેક તર્કવિતર્કને અંતે તેણે સંકલ્પ કર્યો : “મેનકારાણીને મળવું, અભય વચન આપવું અને મહારાણી તથા યુવરાજ સોંપી દેવા જણાવવું.”

તેણે શ્રદ્ધા સેવવા માંડી : “આ ઉપાય અજમાવવાથી નૃત્ય-વિહારની સ્વામિની ભય પામશે, મહારાણી અને યુવરાજને મુક્ત કરી સોંપી દેશે.”

એ પરિણામ આવ્યા પછી પોતે મહારાણી અને યુવરાજને પોતાનો શુભ હેતુ સમજાવી સોમનાથ પાટણ તરફ લઈ જઈ શકશે – તેમના હસ્તે યજ્ઞ આરંભાવી તેઓ તે કાર્ય અર્થે ત્યાં જ ગયાં છે એવા સમાચાર જાહેર જનતામાં ફેલાવી શકશે.

આ ઉચિત મનોરથે અવતારેલા તરંગના મોજાંઓ વચ્ચે અફળાતું તેનું વિચારનાવ ડોલતું હતું. એ સ્થિતિમાં પણ તેની ચાલવાની ગતિ મંદ પડી નહોતી.

મનમાં શંકાએ સ્થાન લીધું : “મેનકારાણીએ ન માન્યું તો ?”

તરત જ પોતે સમાધાન પ્રાપ્ત કર્યું : “મારી હત્યા કરવા ઉપરાંત તે શું કરી શકવાની છે ?”

નૃત્યવિહારના પાંચ – સાત માણસોથી ડરી જાય કે તેમનાથી સહેલાઈએ મ્હાત થાય એટલો કમજોર પોતે નથી, એ વિચારે તેના મોં પર સ્વાભિમાન પ્રકટાવ્યું.

કટોકટીનો પ્રસંગ આવતાં છટકવું શી રીતે એ વિદ્યાથી પોતે સાવ અજ્ઞાત નથી; તેમજ એવા પ્રસંગે મુંઝાઈ જાય તેટલા કાચા હૃદયનો પોતે નથી એમ માની મનમાં જ તે હર્ષભર્યું હસવા માંડયો.

તેના એ હસવા પરથી મુખભાવ નિરીક્ષકને એમજ લાગે કે તેને પોતાની શક્તિ પર અપાર શ્રદ્ધા હોવી જોઈએ.

આટલાથી જ તેની વિચારધારાનો વેગ ઓછો થયો હોત તો તેણે પોતાનાં બુદ્ધિ બળ પર મુસ્તાક બની નૃત્યવિહારમાં એકલા જવાનો નિર્ણય કર્યો જ હોત. પણ બીજી એક શંકાએ તેના મનમાં ભય ઉત્પન્ન કર્યો: "તેના રહેઠાણ પ્રત્યે ગુપ્તચરો કે રાજકર્મચારીઓ શકની નજરે જુએ છે, એવી ગંધ પણ તેને આવી તો ?–એ વખતે તે શું ન કરે ? મહારાણી અને યુવરાજની હત્યા કરવા તત્પર ન થાય ?"

–આ સંદેહથી તે ધ્રુજી ઊઠ્યો.

થોડીવારે સ્વસ્થ થઈ તેણે બીજો ઉપાય શોધ્યો: "થોડાક સશસ્ત્ર માણસોને સાથે રાખી છુપી રીતે વિહારમાં જવું ને નૃત્ય-વિહારની સ્વામિનીને ઓચિંતી પકડી લેવી – આમ કરવાથી જ ઉચિત મનોરથ પાર પાડી શકાશે."

વિચારમાં ને વિચારમાં તેને એ પણ ભાન રહ્યું નહોતું કે તે કેટલું ચાલ્યો ને ક્યાં આવ્યો ?

છુટા છવાયા કેટલાક સશસ્ત્ર માણસોને ટહેલતા જોયા ત્યારે જ તેને તે સ્થળ ક્યું છે, એ જાણવાની જિજ્ઞાસા થઈ. તેણે સ્વસ્થ થઈ અવલોક્યું – તે ધારેલા સ્થાન સમીપ આવી પહોંચ્યો છે એમ તેને જણાયું.

સશસ્ત્ર માણસોમાંના એકને તેણે ઓળખ્યો. મનમાં કુતુહલ જન્મ્યું: "સુભટ ચાવડો અહીં શા માટે ઉભો છે!"

## પ્રકરણ ૩ જું. : :

### ભુલાઈ ગયેલી વ્યવસ્થા.

મેનકારાણીની પરીક્ષ ઈચ્છાને તાબે થઈ બંધનાગારમાંથી યુવરાજ અને મહારાણીને માનભરી મુક્તિ આપવા તે મલ્લિકાની સાથે ચાલી તો ખરી, પણ તેના મનમાં પ્રશ્નો ચર્ચાવા માંડ્યા: "આ મલ્લિકાના મનના ખરા ભાવ કયી રીતે પારખી શકાય? અંતઃકરણની છાની વાતો એની આગળ કહેવી ઉચિત છે કે કેમ? એ મારી જીવન-સખી થઈ શકશે? હું કોને મારો પ્રાણ માનું છું ને મારો પ્રતિપક્ષી કોણ છે આ વાતો પાછળનું સત્ય જાણવાથી મારા પ્રત્યે તે શત્રુભાવે નિહાળશે તો?"

કશો જ નિર્ણય પ્રાપ્ત થતો નહોતો. મનમાં ચર્ચાતા એક પ્રશ્નનો ઉત્તર તારવી શકાય એવી એક વાત ઓચિંતી મલ્લિકાએ કહેવી શરુ કરી: "કેટલા બધા દિવસોની મહેનતના પરિણામે આ સૌન્દર્યધામને ગીત ગાતું કર્યું! કેટલા સુખી દિવસો અહીં જ વીતાડ્યા! પોતે જ્યાં નાચી રાચી એ જ ઐશ્વર્ય ભરપુર સ્થાનને તજી જતા રહેવાનો સમય અણધાર્યો પોતાની સમીપ આવી ઉભો રહેશે એવી કલ્પના સુદ્ધાં તેના મનમાં પ્રવેશ પામી નહિ હોય!"

"આ પરિણામ આવવાનું છે એમ તે જાણતી જ નહોતી?"

"એ તો એવું છે, શિલા!" સહેજ વિશ્રમી મલ્લિકાએ હૃદય ઉઘાડી કહેવા માંડ્યું: "અગાઉ એક વખતે મહાકવિ ભાસના એક નાટકમાં રાજકુમારીની ભૂમિકા મારે ફાળે આવી હતી. મેં ભજવીયે હતી – બહુ સરસ ભજવી હતી હોં!–" પોતાના જીવનમાં ક્યારેક બની ગયેલી ઘટનાને ઊર્મિલ બની વર્ણવવા માંડી: "તું માનશે? એ ભજવતી વેળાએ હું એટલી તન્મય થઈ હતી કે નાટક પુરું થયું ત્યાં સુધી, મને તેનો ખ્યાલ જ આવ્યો નહોતો; અને ખ્યાલ થયા પછી કેટલીયે ક્ષણો સુધી મેં કુતુહલ અનુભવ્યું હતું."

"એનું કારણ કહું?" શિલા બોલી: "તમે રાજકુમારી નહોતાં, ભૂમિકા ભજવવા પુરતો સમય પ્રાપ્ત કર્યો હતો. એમ ભાન થયાથી જ કુતુહલ થયું હશે."

"મારી એ સ્થિતિની હું શી વાત કહું!" મલ્લિકા બોલી: "એ ક્ષણે ખ્યાલ થયાથી મને એ આઘાત પહોંચ્યો કે આમોદ પ્રમોદનાં સાધનો, વૈભવ વિહારનાં સ્થાનો અને બીજું જે કાંઈ મારું હતું એ બધું સ્વપ્ન બની ગયું!"

આવો જ આઘાત મેનકારાણીના હૃદયમાં થયો હશે એમ કહેવાનો આશય સમજી શિલાએ ખિન્ન થઈ કહ્યું: "નૃત્યવિહાર જેવું રમણિય ભુવન છોડી જતા રહેવાથી દિલ જરુર દુભાયું હશે."

"એમ કર્યા વિના ચાલે તેવું જ ક્યાં હતું?" મલ્લિકાએ વિહાર સ્વામિની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા માંડી: "એ તો બિચારી સોલંકીએ સર્જેલા નાટકનું પાત્ર જ ભજવી ગઈ તો!"

"હાસ્તો." શિલા બોલી: "એમ માનીને જ હવે એણે સંતોષ મેળવવો રહ્યો."

મલ્લિકાના મનમાં મેનકારાણી પ્રત્યે અનન્ય સ્નેહભાવ વહે છે

અને સોલંકી પ્રત્યે પ્રેમ કે માન બેમાંથી કશું નથી, આમ શ્રદ્ધાથી તેણે માન્યું ને એથી તેના મોં પરથી સંતોષની એક વાદળી પ્રસરીને અલોપ થઈ.

પ્રસંગનું ભાન થતાં જ તે બોલી : "વિચાર અને વાતચીતમાં ઘણો વખત વહી ગયો છે, હો !"

આ શબ્દોએ ભુલાઈ જતી કોઈ વાતનું મલ્લિકાને સ્મરણ કરાવ્યું. એકાએક તેને ચોંકી ઉભી રહેલી જોઈ શિલાએ પૂછ્યું : "પગમાં કાંટો વાગ્યો ?"

"ના, રે! ના."

"ત્યારે થયું છે શું ?" શિલાએ હસીને કહ્યું : "બંધનાગારમાં જવું નથી ?"

"પાછાં વળીએ."

"કેમ !"

"વિહારના માણસોને ચેતવવું તો સાવ રહી ગયું !" મલ્લિકાએ પીઠ ફેરવી શિલાનો હાથ પકડી જે સ્થળેથી આવ્યાં હતાં તે તરફ પાછાં ચાલવા માંડયું, તેણે કહ્યું : "વધારાના માણસોને જતા રહેવાનું કહી દઉં, જેથી તેઓ નિરર્થક રોકાવાને બદલે સિન્દુર પહોંચવાનો રસ્તો પકડે. અંગાર લગાડવા માટે પાંચ ચોકિયાનો પુરતા છે. દાહક સામગ્રીઓ એકત્ર કરવાની સુચના એ લોકોને સમજાવી તરત આ તરફ નીકળીએ – ચાલ. એ લોકો મારું માનશે, કેમકે તેઓ અમારા ગામના છે."

"તમે કયા ગામના ?"

"મેનકારાણીને પુછજે –"

વિદ્યુત્ વેગે તેઓ મજલાની સીડી આગળ આવી પહોંચ્યાં.

જેમની હાજરીની વિહારમાં હવે જરૂર રહી નહોતી તેમને

તથા ચોકિયાતોને વસ્તુસ્થિતિનો ખ્યાલ આપી મલ્લિકા બોલી : “ક્ષણનો પણ વિલંબ ન થાય તો સારું.”

કોઈના યે મોં પર અસંતોષ કે આશ્ચર્યનાં ચિહ્ન દેખાયાં નહિ. એ બધા જ તેમને અપાયેલી સુચનાનો અમલ કરતાં એક ક્ષણને પણ વ્યર્થ જતી કરે તેમ નથી, આ પ્રતિતિ થતાં જ મલ્લિકાએ શિલાને કહ્યું: “ચાલ, ઝટ કર.”

ઝડપથી પગ ઉપાડી તે આગળ ચાલતાં બોલી : “હવે યુવરાજ, મહારાણી અને તેમના રથ–સારથીને છોડી મુકવાનું કામ પતાવી નાખીએ એટલે જમુનાને કાંઠે કનૈયાના દર્શન થયાં સમજીશું.”

ચાલવાના પરિશ્રમને લીધે મનમાં ઘોળાતા પ્રશ્નો મનમાં જ રહેવા પામ્યા હતા. આટલું બધું વેગ પૂર્વક જવું–આવવું આજ પહેલાં ક્યારેય અનુભવાયું નહિ હોય એમ લાગતું હતું.

શિલાને હાંફતી જોઈ મલ્લિકા હસીને બોલી: “આવી ઉપાધિ ભુતકાળમાં ક્યારેય વેઠી હતી?”

“હમણાં વેઠવી પડે છે તો.”

થોડી વાર મૌન રહી વાતચીતને પુન: ચાલુ કરતાં મલ્લિકાએ પૂછ્યું : “તેં શો નિર્ણય કર્યો?”

“કયી બાબતનો?”

“અહીં જ કોઈ સ્થળે રહી જવું છે કે મારી સાથે આવવું છે?”

“મને કશી સુઝ પડતી નથી.”

આ જવાબને અધુરો માની મલ્લિકા આમંત્રણ આપતી હોય તેમ બોલી: “મારી સાથે જ આવવાનું રાખ.”

“તમે ક્યાં જવા વિચાર્યું છે?”

“સિન્દુર.”

“છેક ત્યાં સુધી!”

"મેનકારાણીનો મેળાપ ત્યાં જ થઈ શકશે."

તેનો આ નિર્ણય શિલાએ નિરર્થક માન્યો નહોતો. તેણે આપેલું નિમંત્રણ અયોગ્ય જણાયું નહોતું.

'પોતે શું કરવું' આ વાતનો નિર્ણય હજી સુધી તે નક્કી કરી શકી નહોતી.

કેટલાક વિચારોને અંતે સંકલ્પ ઘડાયો : 'મલ્લિકાની સાથે સિન્દુર જવાથી જ મેનકારાણી અને સોલંકીની હિલચાલ જાણી શકાશે.'

'જીવન સુખની તૃષ્ણા તૃપ્ત થયા વિના રહેશે નહિ' 'એ તૃષ્ણા અતૃપ્ત જ રહેશે' આ બેમાંથી એકપણ નિર્ણયાત્મક ભવિષ્યનું જયાં સ્થાન નથી એવા ધ્યેયની પ્રાપ્તિ અનાયાસે થઈ છે. હજી સુધી તો તે તેને જ વળગી રહી છે. વિશેષ આગળ વધવાની – ઊંડાણમાં ઉતરવાની ધગશ તે ધરાવે છે.

આ અસત્ય નથી એમ અંતઃકરણ કબુલતું હતું.

## પ્રકરણ ૪ થું ::

### સુભટના દાદીમા

"નાનપણથી જ એના બાપે એને ઘોડેસ્વારી, તીરંદાજી ને પટ્ટાબાજીનો શોખ લગાડી દીધેલો એટલે એમાં જ એનું મન રચ્યું-પચ્યું રહે કે બીજા વિષયમાં !"

"મેં સાંભળ્યું છે કે ધાડપાડુઓને પકડવામાં તે નિષ્ણાત મનાય છે-"

"હું ય એ જ વાત કહું છું તો-" સોમપુરના ખેતરોની વચ્ચે બેઠા ઘાટના પથ્થરના એક વિશાળ મકાનની ઓસરીમાં ખાટલા વશ પડેલા ડોશીમા પોતાની આજુબાજુ વીંટળાઈ બેઠેલાં સ્ત્રી પુરુષો આગળ હૃદય ઉઘાડી કહેવા લાગ્યા: "સત્તરમું વરસ પુરું થયું નહોતું ત્યાં તો એણે પ્રથમ મને પુછ્યું: 'મા ! હું મહારાજને ત્યાં નોકર રહું ?'

મેં હોંશથી જવાબ આપ્યો: 'દિકરા ! તારો બાપ હા કહેતો હોય તો મને જરાય દુઃખ જેવું નથી.'

તે બોલ્યો: 'દાદીમા ! એમણે તો તમારી આજ્ઞા મેળવવાનુ કહ્યું છે.'

'તો ભલે' મારા મોંમાંથી કચવાટ વગરની આજ્ઞા બહાર નીકળી: 'તું જા. હું તને આજ્ઞા કરું છું.'

એણે નોકરી નોંધાવ્યા પછી બે વરસની મુદતમાં તો એની બદલી બાર વખત થઈ હશે. એક દિવસે મેં એના બાપને બોલાવી પૂછ્યું: 'દિકરા જયરાજ! તારા સુભાના વેવિશાળ સંબંધમાં તેં કાંઈ વિચાર્યું છે કે હજી વખત વીતવ દેવો છે?'

જયરાજ હસીને બોલ્યો: 'બા! એ ચિન્તા મારે શા સારુ કરવી જોઈએ?'

તેના કહેવાની મતલબ પારખી હું બોલી: 'ઠીક. એ અહીં આવશે ત્યારે હું જ એને પુછી લઈશ.'

વખતને વહી જતાં વાર લાગે છે! નદી તળાવના કાંઠા તો સહુ જુએ છે પણ એના સર્જનહારની ઈચ્છાનો કાંઠો કોણ જોઈ શક્યું છે?"

– આટલું બોલતાં હૃદય ઉભરાયું ને એથી આંખ લૂછવાની ફરજ પડી. ડોશીમાનાં સજળ નેત્રોએ પાસે બેઠેલાં સ્વજનો ને ગ્રામવાસીઓનાં હૃદય ભિંજવી મુકયાં. કાશીની વિદ્યાપીઠમાં અભ્યાસ કરવા સારુ ગયા વરસે અહીંથી ત્યાં જવા નીકળેલો ને તરત જ પાછો ફરી આવેલો બ્રાહ્મણ જેણે શિક્ષણ પ્રાપ્તિની ચીવટ ખોઈ હતી તેણે અધિરાઈથી ડોશીમાને પ્રશ્ન પૂછચો: "હેં, માજી! સુભદ્રનું સગપણ થઈ શક્યું નહિ એ વાતથી તમને આઘાત પહોંચ્યો છે?"

વાર્ત્તા સાંભળતી વખતે પ્રસંગો વચ્ચેનું અનુસંધાન સમજણના અભાવે પામી ન શકવાથી સવાલ પૂછવા ઉત્સુક બનેલા શ્રોતાના મોં પર ઉપસ્થિત થવો જોઈએ એવો ભાવ આ બ્રાહ્મણના મોં પર તરી આવેલો જોઈ અહીં બેઠેલાં સહુ લાગણી વિહોણાં ને અવિવેકી હોત તો અવશ્ય ખડખડ હસ્યાં હોત; પણ તેવું કાંઈ જ બન્યું નહોતું.

હૃદયમાં ઉભરો શમી ગયા પછી ડોશીમાએ અધુરી મુકેલી જીવનગાથા પુનઃ શરુ કરી: "સાત – આઠ વખત મેં સુભાને પૂછ્યું હશે. દરેક વખતે એનો એ જ જવાબ મળતો હતો: 'હમણાં નહિ.'

– એક દિવસે સમી સાંજે ભગવાનની ઈચ્છાનો કાળકાંઠો મારા જયરાજને ખેંચી ગયો ને હું ભવરણમાં ભટકતી અહીં જ રહી – હજી સુધી મને એ કાંઠો સાંપડ્યો નથી."

ગળું રુંધાયું હતું, આંખોમાં ઝળઝળિયાં ઉભરાવા માંડ્યાં હતાં. હૃદયમાં ફફડી રહેલી શેષ લાગણી મોં વાટે બહાર નીકળવા માંડી:

"બાપ મરી ગયો – એ ખબર પહોંચતાં વેંત છોકરો ઘેર આવ્યો, મારા ખોળામાં માથું મુકી ક્યાંય સુધી સુઈ રહ્યો."

ખંડિત સ્વરો સહેજ વાર સ્તંભ્યા ને એ પછી તરત જ જીભ પુનઃ ઉઘડી: "એના બાપના અવસાન પછી ત્રણ – ચાર વખત મારી પાસે આવ્યો હશે. આજકાલ કરતાં એને ય મહીનાઓ થવા આવ્યા."

કેટલીક ક્ષણો સુધી મૌન રહી કાંઈક યાદ આવતાં બોલ્યાં: "કહે છે કે રાજાએ સોંપેલું એક કામ તેનાથી પુરું કરી શકાયું નથી; એથી અણહિલપુરના દરવાજામાં તે જતો જ નથી. ત્યાં જઈ ન શકે તે તો ઠીક, પણ અહીં આવવામાં એને શી અડચણ!"

બ્રાહ્મણથી ચુપ રહી શકાયું નહિ – તે બબડ્યો: "માજી! એંશી વરસના દાદીમાની ખબર કાઢવા તો એમણે આવવું જોઈએ!"

ત્યાં બેઠેલાં સ્ત્રી પુરુષોમાં વાળંદપત્નિ હતી તે બોલી: "એક વાત મેં સાંભળી છે તે કહું?"

"શું સાંભળ્યું છે?"

"કહે છે કે ભવાની મંદિર આજુબાજુમાં વસતા ભિલ્લ બાપ દિકરાને એમણે વગર વાંકે પકડીને પાટણ તરફ હડસેલ્યા હતા ને પોતે ભિલ્લની છોકરી સાથે કેટલાય દહાડા સુધી રહ્યા હતા."

"હેં! શું બોલી?"

"રોષ ન લાવશો, માતાજી!" ગભરાઈ જવાથી કરગરવા લાગી: "સાંભળેલી વાત કહી છે."

"વાત ખરી પડશે તો હું જીભ કચડીને મરીશ." ડોશીમાનું સર્વાંગ કંપી ઉઠ્યું: "ચાવડા વંશમાં જન્મેલો છોકરો રિવાજભંગ કરે તો આખી નાત લાજે."

"ડોશીમા આગળ ખરી વાત કહેવાની હિંમત આટલા બધા દિવસો વીતવા છતાં ગામના પુરોહિતે, મુખીએ, કારભારીએ કે બીજા કોઈએ કરી નહોતી, તે હિંમત વાળંદપત્નિએ કરી બતાવી એ જોઈ વૈશ્ય ગુસ્સામાં બોલ્યો: "અમારા ગામનો ધણી સુભદ્રરાજ પોતાની જવાબદારી ભુલી ગયો છે, એમ કહેનાર જખ્ખ મારે છે."

પુરોહિત મનમાં જ બબડ્યો: "જવાબદારીના અનેક અર્થ થઈ શકે."

વાળંદપત્નિએ કહેલી વાત પહેલી જ વાર સાંભળવા પામેલાં સ્ત્રીપુરુષો મોંએથી બોલવું અનુચિત માની સંતાપ કરવા લાગ્યાં: "અરેરે! સોમપુરના જાગીરદારે ભુલ કરી હશે તો એની પ્રતિષ્ટા જશે."

માંદગીવશ ડોશીમા ઓચિંતા ખાટલામાં બેઠા થયા ને ગંભીરતાથી ગાજી ઉઠ્યા: "એમ કરશો? તમારામાંથી કોઈ એક જણ એને શોધવા જાય – પત્તો મેળવીને કહે, દાદીમા પ્રાણપથારીએ પડી છે, મોં જોવું હોય તો વખત ન ગુમાવતાં સોમપુર ચાલ."

"કોઈ એક જણ નહિ – વીસ જણા તૈયાર છે." જુવાન બ્રાહ્મણ બોલ્યો: "કહો, એમને ખબર પહોંચાડવાનો ભાર મને સોંપો છો?"

ચન્દ્રનો પ્રકાશ ઝીલતાં શાન્તિ સાંપડવી જોઈએ એના બદલે સંતાપનું વાતાવરણ ફેલાયું હતું. વાળંદપત્નિએ નાહક આ ઉપાધિ ઊભી કરી છે, એમ સહુને જણાવા માંડ્યું.

*

ગામની કેટલીક સ્ત્રીઓ ડોશીમા આગળ રોજ પેઠે ઉપસ્થિત હતી. સૂર્યની ઉષ્મા ચારે બાજુએ પથરાઈ હતી. એક સ્ત્રીએ કેટલીક ક્ષણો પહેલાં ખબર આપી હતી કે અણહિલપુરમાં ક્ષત્રિયો અને ભિલ્લો વચ્ચે અણબનાવ થયો છે તે હજી મટનો નથી. આ અણબનાવની વાત પર પ્રત્યેક સ્ત્રી પોતાની બુદ્ધિ પ્રમાણે ટીકા કરતી હતી.

"માતાજી!"

છોકરાને અણધાર્યો આવી પહોંચેલો જોઈ ડોશીમાના આનંદનો પાર રહ્યો નહિ.

"આટલા બધા દિવસ સુધી ક્યાં હતો, ભાઈ!"

"કામમાં પરોવાયો છું," સુભટે ડોશીમા સમીપ આવી નરમાશથી કહ્યું: "માથા પરનો બોજો ઉતારી ન શકું ત્યાં સુધી મનને નીરાંત નહિ મળે, મા!"

ક્ષણભર મૌન રહી ડોશીમાનું મોં જોવા માંડયું ને બોલ્યો: "કાંઈ કહેવું છે, મા!"

"શ્રીધર તને ક્યાં મળ્યો, દિકરા!"

"ક્યાંય મળ્યો નથી. એને તમે મોકલ્યો હતો?"

"હા, તને શોધવા ગયો છે તે. એ વાતને ય સમય વીત્યો—" મમતાથી ભિંજાયેલી વાણી ત્રુટક સ્વરોમાં વહેવા લાગી: "શ્રીધરને મેં કહ્યું – જા એ જ્યાં હોય ત્યાં એને ખબર દે. વૃદ્ધમાનું મોં જોવા સારુ એક આંટો સોમપુર આવી જા."

"એ બિચારો મારો પત્તો મેળવી શક્યો નહિ હોય!" સુભટે ગાંભીર્ય ને ટકાવી રાખવાનો યત્ન કર્યો, બોલ્યો: "થોડા વિશ્વાસુ માણસોની મને ઓચિંતી જરૂર જણાઈ છે, જે પુરી કરવા મારે અહીં આવવું પડયું છે. મનમાં થયું ચાલ માતાજીને મોં દેખાડતો જાઉં."

"રક્ષકોને લઈ જવા હશે!"

"હા, ત્રીસ જણનું રક્ષક દળ અહીં રહે છે એમાંથી પંદર જણને હું મારી સાથે લેતો જઈશ."

"જવાની બહુ ઉતાવળ છે ?"

"એટલે જ રોકાઈ શકું તેમ નથી તો !"

ડોશીમાના મોં પર પથરાયેલી મુંઝવણ પારખી તેણે ચોંકીને પૂછ્યું: "શું માઠું લાગે છે !"

ડોશીમાને નિરુત્તર જોઈ બોલ્યો: "અહીં રોકાવાથી શું થાય કહું ! જેને શોધવા પાછળ ખાધાપીધાની દરકાર કરી નથી એ માણસ પોતાના સાથીઓને નસાડી પોતે ય નાસી જાય."

આ પ્રસંગે તેને કડવાં વેણ કહેવાં ઠીક ન લાગવાથી તે બોલ્યાં: "એક બાબતમાં તારી સાથે વાતચીત કરવાની મારી ઈચ્છા છે પણ તું જતા રહેવાની ઉતાવળ બતાવે છે એથી હું તને કશું કહી શકતી નથી."

દાદીમા શી વાતચીત કરવા ઉત્સુક હશે – આ જિજ્ઞાસાથી સુભદ્રનું મન અસ્વસ્થ થયું. તેમની વાત સાંભળવી જરૂરી માની તે બોલ્યો: "દાદીમા ! રક્ષકદળના પંદર માણસો તૈયાર થઈને અહીં આવે એટલા વખતમાં તમારી વાત પુરી કહેવાઈ રહે તેવી હોય તો કહો."

"તું કોઈ ભિલ્લની છોકરી સાથે રહેતો હતો ?"

પ્રશ્ન સાંભળતાં વેંત સુભદ્ર ડઘાઈ ગયો હોય તેમ સ્થિર ઉભો રહ્યો. શો જવાબ આપવો તે તેને સુઝયું નહોતું. તેની હાલત પારખી ડોશીમાએ આવેશમાં કહેવા માંડયું: "આપણું કુળ કયું – આપણી સ્થિતિ કયી – આપણાં સગાંસંબંધી કોણ ? આ સર્વે બાબતોનો ખ્યાલ જ તને થયો નહિ !"

હજી તેને અવાક્ ગ્લાનિવશ જોઈ ડોશીમા માયા ભાવે બોલ્યાં: "જતે જન્મારે કાન આગળ તારી આબરૂનાં વર્ણન અથડાશે તે અંતકાળને સુધર્યો સમજીશ અને –"

વિશેષ બોલી શકાયું નહિ.

વૃદ્ધ દાદીમાએ કોઈ વાત સાંભળી છે અને એની જબરી અસર તેમના હૃદય પર પહોંચી છે આ પ્રમાણે પરિસ્થિતિ પાછળનું રહસ્ય તેણે કલ્પી લીધું.

વૃદ્ધ દાદીમાના અંતઃકરણને અશાંતિ ને સંતાપથી મુક્ત કરવાના ઉદ્દેશથી તે બોલ્યો: "મા! જે ભિલ્લ છોકરી સાથે હું રહેતો હતો તેના પિતા અને સગાભાઈને કેદ પકડી મેં પાટણ મોકલાવ્યા; હજી જેમને હું નિર્દોષ છોડાવી શકયો નથી. એ છોકરીના દાવમાં હું આવું તો તે શું કરે?"

"જીવ લીધા વગર ન રહે."

"એમ કરવાને બદલે મોતના પંજામાંથી એણે મને ઉગાર્યો છે."

પોતાનો પૌત્ર એક ભિલ્લ છોકરીના હાથે પ્રાણ બચાવી શક્યો છે આ વાત જાણ્યા પછી દાદીમાના દિલનો સંતાપ જતો રહ્યો હોય તેમ જણાયું કેમકે તેમના મોં પરની કરચલીઓમાં ને ઉંડી ઉતરી ગયેલી આંખોમાં તેની પ્રતિતિ બહાર તરી આવી હતી.

રક્ષકદળના મુખીએ પ્રણામ કરી કહ્યું: "અધ્યક્ષ મહાનુભાવ આજ્ઞા પ્રમાણે અમે ઉતાવળે જવાની તૈયારીઓ પુરી કરી છે."

સુભટે દાદીમાના ચરણસ્પર્શી પૂછ્યું: "જવાની રજા છે, મા!"

"જા, દિકરા" દાદીમા પ્રસન્નચિત્તે બોલ્યા: "તને સોંપાયેલ ફરજ હોંશિયારીથી બજાવ."

જતાં પહેલાં સુભટે નમસ્કાર કર્યા. દાદીમાએ તેના મસ્તક પર હસ્ત પ્રસારી ભાવભીના સ્વરે કહ્યું: "ભગવાન તારા મનોરથ પુરા કરે."

રક્ષકદળના માણસોએ દાદીમાને નમન કરી સુભદ્રની પાછળ ચાલવા માંડ્યું.

*

મોં પર નિરાશા અને પરાજય સ્પષ્ટ દેખાતાં હતાં. કોઈ કામનો ભાર પોતાની ઈચ્છાથી માથા પર ઉઠાવવા જતાં પરિણામે નિષ્ફળતા સાંપડવાથી જે વ્યાધિ માણસનું મન કુંઠિત કરી મુકે છે એવી જ વ્યાધિથી પીડાતો જુવાન સોમપુરના સહુથી શ્રેષ્ટ ઘરમાં પ્રવેશ્યો. ઓરડામાં ઘીની દીવડી આગળ દાદીમા માળા ફેરવતાં ધ્યાનગ્રસ્ત બેઠા હતા. એક ચાકર બહારની ઓસરીમાં ઉંઘતો બેઠો હતો ને ચોફાળ–પાથરણું પગ પાસે પડયાં હતાં. જુવાનનો પગરવ કાને અથડાયો કે તરત જ તેની આંખો ઉઘડી હતી. આવનારને તેણે પોતાની પાસે બોલાવ્યો, બેસાડયો. બંને જણા મુંગા રહી દાદીમા ક્યારે માળા પુરી કરે તેની રાહ જોવા લાગ્યા.

માળા પુરી કરી દીવીને સંબોધી પ્રાર્થના કરવા માંડી: "હે મા જગદંબા! મારા સુભદ્રની વાંછના પુરી કરજે. તું સર્વની જન્મદા છે, પાલનહાર છે."

ધુંટણિયાભેર પડી સાષ્ટાંગ નમસ્કાર કરી બોલી: "મહાશક્તિ! અમારાં કુળ ગૌરવને નિષ્કલંક રાખજે. તું યશરક્ષિતા છે, તારા સ્મરણ માત્રથી મનનો મેલ ધોવાય છે."

એની એ સ્થિતિમાં ત્રણ વખત સાષ્ટાંગ ઝુકી બેઠી થઈ. બહારની ઓસરીમાં ચાકર પાસે બેઠેલા જુવાનને જોતાં જ પૂછ્યું: "કેમ! શું કરી આવ્યો?"

જવાબમાં તે બોલ્યો: "અણહિલપુરથી પાંચેક ગાઉ અને આ આપણા સોમપુરથી બે ગાઉ છેટે મોટી પરબ છે એની સામે ગણેશ-દાદાનું મંદિર છે આ મંદિરમાં કેટલાક વખતથી એમણે રહેવા માંડ્યું છે."

સાંભળવા છતાં મૌન બેસી રહેલા દાદીમાનાં વૃદ્ધ મોં પર હાર પ્રસરેલું જોઈ તે સંકોચાયો, બોલ્યો: "એમનો પત્તો મેળવ્યા છ રૂબરૂ મળી સંદેશો કહેવામાં હું નિષ્ફળ શાથી નિવડયો એમ તમા મનમાં થતું હશે! પણ દાદીમા! મેં ચાર – પાંચ વખત ગણેશમંદિરમ પડી રહેતા જોગીને મળી એમના સંબંધમાં પુછપરછ કરી હશે દરેક વખતે જવાબ મળ્યો કે આવ્યા હતા, ગયા. આથી કંટાળ પાછો અહીં આવ્યો છું."

કોઈ પણ કામ પુરું કરી શકયા ન હોય એવા અસંખ્ય યુવાનોમાં આ શ્રીધરની ગણત્રી થઈ શકે એમ જણાતાં દાદીમા હસીં બોલ્યા: "તેં શી રીતે માન્યું કે ગણેશમંદિરમાં તેણે રહેવાનું રાખ્યું છે?

"જાણે જુઓ–" શ્રીધરે પોતે ભોગવેલી મુશ્કેલીઓનું વર્ણ કરી બતાવવાના ઉદ્દેશથી કહેવા માંડયું: "અહીંથી નીકળી પ્રથ હું ભવાનીમંદિર આજુ બાજુના ભિલ્લ વિસ્તારમાં પહોંચ્યો. જે છોકર સાથે તે રહ્યા હતા તેને મળ્યો એ વખતે છોકરીની મા ઉમા પણ ત્યાં હાજર હતી. તેમને પુછતાં જવાબ મળ્યો: 'કેટલાક વખતથ પાછા દેખાયા જ નથી.'

તમે માનશો? રેણુ રૂપાળી – દેખાવડી છે. એને મહીના રહ્યા છે.

શ્રીધરને ટીકાખોર માની દાદીમા રોષાવેશમાં બોલ્યા: "વગ વિચાર્યું જેમ ફાવે તેમ બબડવાની જરુર નથી."

એમના સવાલનો જવાબ દેવાને બદલે શ્રીધરે જુદી જ વાતે કહેવા માંડી હતી એથી જ દાદીમા નારાજ થયાં હશે, એમ માની તેણે કહ્યું: "ભવાનીમંદિર આજુ બાજુનો વિસ્તાર પડતો મુકી અન્યત્ર ભટકવા માંડયો. ગણેશમંદિર આગળ પાણીની મોટી પરબ છે ત્યાં ઓચિંતો હું જઈ ચડયો, તરસ લાગી હતી તેને તૃપ્ત કરતે હતો આ વખતે ત્યાં ઉભેલા જોગીએ મને પૂછયું: 'તમે કયાંથી આવો છો?'

હું બોલ્યો : 'સોમપુરથી.'

તેણે કહ્યું : 'તમારા ગામધણીએ તમને મળવા બોલાવ્યા હશે!'

મારી અજાયબીનો પાર નહોતો, પૂછ્યું : 'અહીં આવ્યા છે?'

'ખબર નથી?' તેણે જ મારી મહેનત સુધારી : 'ગણેશ-મંદિરમાં રહે છે.'

હું તરત જ ગણેશમંદિરમાં ગયો. લંગોટી પહેરી એક તપસ્વી ટહેલતો દેખાયો. મને જોતાં જ તેણે પૂછ્યું : 'કેમ!'

મેં સામો પ્રશ્ન પૂછ્યો : 'અહીં સોમપુરના જાગીરદાર આવ્યા છે?'

જવાબમાં માથું હલાવી તે બોલ્યો : 'બહાર ગયા છે.'

એકાદ ઘટિકા પરબ ગામમાં રખડી તરત જ પાછો ત્યાં જ જઈને હું ઉભો રહ્યો, એ વખતે પણ મને એજ જવાબ મળ્યો. તમે માનશો? ચાર વખત એ રીતે ત્યાં ગયો ને પાછો ફર્યો. તમે આજ્ઞા કરતા હો તો હજી ત્યાં જઈ તપાસ કરી આવું."

દાદીમાએ હવે જ કહ્યું : "શ્રીધર! તું એને શોધી શકયો નહિ. પણ એ પોતે જ અહીં આવી મને મળી પાછો જતો રહ્યો."

આ સાંભળી શ્રીધરે નીચું જોયું.

તેઓ કેટલીયે વાર સુધી વિચારમાં મૌન બેસી રહ્યાં. શ્રીધરે જવાની રજા માગી : "મારા નસીબમાં યશ લખાયો નથી. હવે જવાની આજ્ઞા છે?"

"શી ઉતાવળ છે?" દાદીમાએ તેને બેસવાની ફરજ પાડી. તે બેઠો કે તરત જ દાદીમાએ ઉંડો શ્વાસ મુકી મનનો વહેમ બહાર કાઢ્યો : "હેં, શ્રીધર! મહીના રહી ગયાની વાત સાચી છે?"

"હું જુઠું બોલ્યો હોઉં તો ભગવાન ત્રિપુરારિ મારી આંખો ફોડે."

અધકચરું શિક્ષણ પામેલો – કોઈ પણ કામમાં આગળ પડતો ભાગ લેવાથી ટેવાયેલો, છતાં આરંભે શુરો રહી માથા પર ઉઠાવેલું

કામ અધવચમાં પડતું મુકી દેનારો આ બ્રાહ્મણ ધડા વિનાનો છે આ છાપ દાદીમાના મનમાં પડી હતી; એથી જ તેમનું મન આ વાતને આવકારી શક્યું નહિ હોય ? કે પૌત્ર પ્રત્યેનો પૂર્વગ્રહ તેમના મન પરથી ખસી શક્યો નહિ હોય ? આ પ્રશ્નનો ઉકેલ કઠિન હતો.

'કેટલાય દિવસોથી તે સોમપુરમાં આવ્યો નહોતો અને આવ્યો તે પણ કેટલા પુરતો ! દાદીમાને નમસ્કાર કર્યા, થોડી વાર વાતચીત કરીને ઉતાવળે જતો રહ્યો. આ રીતે કોઈ છોકરો પોતાને ઘેર જતો રહે !'

—આ વિચારમંથનથી ડોશીમાનું મન મુક્ત રહી શક્યું નહોતું.

"એક કામ હાથ પર લીધા પછી જીવ જાય ત્યાં સુધી તેને છોડે તેવો નથી. તે અધુરું હોય ત્યાં સુધી તેનું મન વ્યગ્ર રહે છે, કોઈને ય મોં બતાવવું એને ગમતું નથી. અગાઉ પણ જ્યારે હું એને જોતી ત્યારે કામ, કામને કામ. બસ, એમાં જ એ પરોવાયેલો હોય. આવો ટેકીલો, કર્તવ્યનિષ્ટ છોકરો દાદીમાને વિસારે પાડી શકે ?"

દાદીમાએ મનોગત્ સંતોષ પ્રાપ્ત કર્યો હતો.

"ભિલની છોકરીએ એની સેવા ચાકરી કરી હશે એથી જ તે એના ઝુંપડામાં જતો આવતો હશે અને એવી ભલી છોકરીને ત્યાં થોડા દહાડા મહેમાન થઈને રહ્યો હોય તેથી શું !"

—સંતાન પ્રત્યેનો પૂર્વગ્રહ ઉભરાવા માંડ્યો :

"મારો સુભટ્ટ મને ભુલે નહિ, કુળ લાજે એવું એક પણ કુકર્મ કરી શકે નહિ, બ્રાહ્મણ જુઠું બોલ્યો છે કાં તેણે જુઠી વાત સાંભળી છે. જગતમાં સહુથી વિશેષ જાણકાર હું છું, મારો છોકરો કેવો છે તે બાબતની."

—દાદીમાના મોં પર ગર્વ પ્રસરવા માંડ્યો.

પ્રકરણ ૫ મું : :

## કૈલાસ અને સુભદ્ર

દસેક સશસ્ત્ર પુરુષો નૃત્યવિહારની બહાર રસ્તા પર ટહેલતા હતા રડયો ખડયો કોઈ પથિક ત્યાંથી પસાર થતાં ઊભો રહી જતો એ વખતે તેને કહેવામાં આવતું : "આજે જાહેર પ્રયોગ થવાનો નથી."

કોઈ જાગીરદાર કે ધનપતિના કુટુંબીજનો માટે ખાસ પ્રયોગ નિર્માયો હશે એમ માની તે પથિક ત્યાંથી આગળ ચાલવા માંડતો. એના મનમાં કશી શંકા સ્થાન પામી શકે નહિ, એટલા જ માટે તેને જાહેર પ્રયોગ બંધ રખાયો છે એમ જણાવી દેવામાં આવતું હતું.

અણહિલપુર – પાટણના ગુપ્ત સૈનિક દળના અગ્રણીનું અહીં ઉપસ્થિત જણાવું સૂચક લાગ્યા વિના રહે ખરું ? ગમે તે હેતુથી સશસ્ત્ર માણસોને એમણે અહીં ગોઠવ્યા હો – આ ગોઠવણ સમય સરની, ઉપયોગી માની કૈલાસે તેની તદ્દન નિકટ જઈ પૂછ્યું : "અહીં કેમ ઊભા છો, ભાઈ!"

"નાચ જોવા આવ્યો છું."

"સૈનિકોને એટલા જ સારુ સાથે લાવ્યા હશો!"

"કેમ! એ લોકો નાચ જુએ એથી તમે નારાજ છો?"

"ના, રે, ભાઈ!" કૈલાસે પોતાની અજ્ઞાનતા પુરવાર કરવાનો દંભ જાળવવા માંડ્યો: "મારે શા સારુ નારાજ થવું જોઈએ?"

કશી ઓળખાણ વગર એકદમ નજીક ધસી આવી પૂછપરછ કરવા લાગી ગયેલા આ પથિક સંબંધમાં સુભટ્ટે ખાસ વિચારવા જેવું માન્યું નહિ. કેમકે એ રીતે અકારણ વાતચીતમાં ઉતરી પડવાની ટેવ અનેક માણસોને હોય છે એમ તે જાણતો હતો. આ પણ એ કોટિના વાતોડિયા, પંચાતિયા, ઠોઠ માથાફોડિયામાંનો એક છે એમ માની તેની દરકાર તેણે કરી નહિ.

બંધ પડેલી વાતચીત ફરી ચાલુ કરવાના હેતુથી કૈલાસ બોલ્યો: "હેં, ભાઈ! કહેવાય છે કે મેનકારાણીનો નાચ જેણે જોયો નથી તેણે અવતાર સુધાર્યો નથી – આ વાત સાચી!"

જવાબમાં કાંઈ પણ ન બોલતાં સુભટ્ટે તેના મોં સામે જોવા માંડ્યું. પછી, તેની નજર વિહારના દ્વાર તરફ સ્થિર થઈ. આથી કૈલાસે માન્યું કે તે કોઈની રાહ જોતો હશે.

સુભટ્ટ શા સારુ અહીં ઉભો છે – કોઈના આગમનની પ્રતિક્ષા કરવાની તેણે શી જરૂર છે એ જાણવા સારુ પ્રકટ થવું જ પડશે એમ માની કૈલાસ બોલ્યો: "આજે તો હું પણ તમારા લોકોની સાથે નાચ જોઈ લઉં. ક્યારે શરુ થશે?"

"બુધવારની મધરાતે." કંટાળો આવવાથી ઉડાઉ જવાબ આપ્યો: "આજે – અત્યારે તો અમારા જેવા થોડાક અધિકારીઓને દેખાડવા પુરતો ખાસ પ્રયોગ થવાનો છે."

"હમણાં સુધી ખરું બોલ્યા કેમ નહિ!" મુળભૂત સ્વરે બોલ્યો: "મિત્ર! હું પણ આપની કોટિનો જ પ્રેક્ષક છું – હવે મને ઓળખ્યો?"

"હેં, કોણ –" વિસ્મિત નેત્રે સમીક્ષા કરી સસ્મિત બોલ્યો: "પુરાણપુરના પ્રદેષ્ટા કૈલાસ!"

સમાન દરજ્જાના અધિકારીઓના મિલન વખતે જે વિવેક છટા ને માન સત્કારાતાં હતાં એ સર્વે અહીં દેખાયાં. એક બીજાએ પોતપોતાનાં ખડગની મૂઠ મેળવી શસ્ત્રાલિંગનની નમસ્કાર – વિધિનું પાલન કર્યું.

" પુરાણુપુરના પ્રદેષ્ટા ! ગામડિયાના વેશમાં અહીં કેમ આવવું થયું ?"

" એ બધું આપને પછી કહીશ. " કૈલાસે ક્ષણભર મૌન રહી પૂછ્યું : " વિહારમાંથી કોઈ બહાર નીકળવાનું છે ? "

" હા, પાંચ જણને મેં અંદર મોકલ્યા છે." સુભટ્ટે પોતાની યોજનાનો પ્રસ્તાવ કહેવા માંડ્યો : " તેઓ ચોર પેઠે વિહારમાં પ્રવેશ્યા હશે.'

" આ પદ્ધતિથી કામ લેવા પાછળ કોઈ છૂપો હેતુ હશે ! "

" વિહારમાં કોણ કોણ છે તેની માહિતી મેળવવા પુરતો."

બંને જણાની વાતચીત અટકી. તેઓએ વિહાર તરફ જોયું. તેમાંથી બહાર નીકળી એક સૈનિક સુભટ્ટ નજીક આવતો હતો. તદ્દન નિકટ આવી કાંઈ પણ બોલ્યા વિના તે ઉભો રહ્યો. એ પરથી સુભટ્ટે માન્યું કે કૈલાસની હાજરીથી તે સંકોચાયો છે. આ સ્થિતિ દૂર કરવા સારુ સુભટ્ટે તેને પૂછ્યું : " શું થયું ? "

તે નિઃસંકોચ બોલ્યો : " અમારી ગોઠવણ પ્રમાણે વિહારમાં ઘુસતાં અમને મુશ્કેલી નડી નથી. પ્રવેશદ્વાર આગળ ચોકિયાત ઉભો હોત તો અમારે થોડીક મુસીબતોમાંથી પસાર થવું પડત, પણ અંદરનો વિભાગ સંભાળનારા જે સ્થળે ઉભા હતા તેમના કાર્યમાં બહાર ઉભા રહેનારા ચોકિયાતો સામેલ થયા હતા. આપણા ચાર સૈનિકોએ તેમના હથિયાર પડાવી તેમને કેદ કર્યા છે."

" આવું ડહાપણ કરવાનું તને કોણે કહ્યું હતું ? "

" શું કરું ! એ લોકો વિહારને આગ લગાડનાર સામગ્રીઓ એકત્ર કરતા હતા."

આ સાંભળી કૈલાસ ચોંકચો. તેણે સુભટ્ટને કહ્યું: " વિહારમાં ચાલો. મહારાણી અને યુવરાજને સળગાવી મુકવાનું કાવત્રું યોજાઈ રહ્યું છે. "

"તેઓ અહીં –"

"હા, અહીં જ કેદી હાલતમાં છે."

કૈલાસના મોંએથી જાણવા મળેલી આ નવી બાતમી પળભર સ્તબ્ધ કરી મુકે એવી હતી. સુભટ્ટ પણ તેના પ્રભાવથી મુક્ત રહી શક્યો નહોતો.

જે અગત્યના કામ માટે પોતે વિહાર આગળ આવ્યો હતો એનાથી કેટલાય ગણું વધારે મહત્વનું આગમન કૈલાસનું છે એમ તેને જણાયા વિના રહ્યું નહિ.

સૈનિકની પાછળ સુભટ્ટ અને કૈલાસે વિહારમાં પ્રવેશ કર્યો. ચોગાનમાં એક બાજુએ સશસ્ત્ર સૈનિકોથી ઘેરાયેલા ચોકિયાતો તેમની નજરે પડ્યા. કાવત્રું કરવા જતાં પકડાઈ ગયેલા અપરાધીઓ પેઠે કાંઈ પણ બોલ્યા વિના તેઓ બેસી રહ્યા હતા. લાકડું, ઘાસ, લુગડું, તેલ નીતરતા કાકડા વગેરે દાહક સામગ્રી તેમની નજીક પડી હતી. આ બધું જોતાં જણાયું કે ચોકિયાતોને પકડવાનું કૃત્ય સમયસૂચક હતું.

સુભટ્ટ અને કૈલાસે પરિસ્થિતિ વિચારી દૃષ્ટિ સામેનો પ્રસંગ અવલોકી થોડાંક ડગલાં આગળ ચાલી મંત્રણા કરવા માંડી.

મહારાણી અને યુવરાજને પ્રભાસપાટણ તરફ લઈ જવાની વાત સુભટ્ટને બહુ ગમી.

બીજી જ ક્ષણે તેણે દૂર ઉભેલા સૈનિકને સંકેતથી સમજાવ્યું: "કદાવર બાંધાના ચોકિયાતને અહીં લાવ."

સૈનિકે સંકેત પારખી એક ચોકિયાતને સુભટ્ટ સમીપ ઉભો કર્યો. ચોકિયાતને ભય બતાવવામાં આવ્યો: "બંધનાગાર તરફ લઈ જવામાં વિલંબ કરશે તો માથા પર તોળાઈ રહેલું ખડગ પેટમાં પ્રવેશી આંતરડા બહાર કાઢી નાખતાં વાર નહિ લગાડે."

ચોકિયાતે મોતની બીકે બંધનાગાર દેખાડવાનું કબુલ્યું. તેને સાથે લઈ કૈલાસે આગળ ચાલવા માંડ્યું.

## પ્રકરણ ૬ ઠ્ઠું ::

### બંધનાગાર જડ્યા વિના ન રહ્યું

વિહારના ઉદ્યાનમાં એક જગાએ કાનિયો અને તેની નિકટ ચોકિયાત ઉભા હતા. તેઓ જાણતા નથી એવા કોઈ સ્થાનની શોધ કરતા હોય એમ લાગતું હતું. તેમના પર દૃષ્ટિ જતાંજ મલ્લિકા ચોંકી, ઉભી રહી.

"કાનિયો અહીં સુધી કયી રીતે આવવા પામ્યો!" આ પ્રશ્ને તેના મનમાં સ્થાન લીધું: "આનંદિનીએ ફરી પાછું તેનું ડહાપણ ડહોળ્યું જણાય છે." આ અટકળ પર તે સ્થિર થઈ.

શિલા અન્ય મનસ્ક બની ઉભી રહી હતી. કાનિયો અને ચોકિયાત તેની દૃષ્ટિ બહાર રહી શક્યા નહોતા. તેમના પ્રત્યે તેને વહેમ કે તેવો વિચાર સુદ્ધાં ઉદ્ભવ્યો નહોતો. મલ્લિકાએ તે તરફ શિલાનું લક્ષ ખેંચ્યું, પૂછ્યું: "ચોકિયાતની સાથે છે, તે કોણ છે—ખબર છે? કેમ આવી શક્યો હશે? કારણ શું હશે? સમજી શકે છે કાંઈ પણ?"

શિલા સ્વસ્થ થઈ હતી. તેણે સલક્ષ જોયું હતું. આથી તેણે

તેના પ્રશ્નને અનુસરતો ઉત્તર આપ્યો : “વાતચીત અને વ્યવસ્થામાં આપણે વખત બગાડયો, એનુંજ આ પરિણામ આવ્યું છે.”

જવાબમાં રહેલો ઠપકો સહેજે પરખાયો હતો – તે માઠું લગાડે તેવો નથી એમ જણાતાં મલ્લિકાએ કહ્યું : “તું ખરું બોલી છે, શિલા!” તેના ખભા પર પોતાનો એક હાથ સ્થાપી કહેવા માંડયું : “આપણો વખત નકામો બગડયો છે, એ હું કબુલું છું. ગુપ્ત સૈનિક દળનો અધ્યક્ષ ઓચિંતો વિહારમાં ધસી આવશે એમ આપણે માનતાં હતાં. એ માન્યતા સત્ય નિવડયા પહેલાં કાનિયો ધસી આવ્યો. આ માણસ મુંગો, બહેરો છે. અગાઉ એક વાર મેનકારાણીની હાજરી અહીં હતી તે સમયે આવી ગયો છે. આનંદિનીએ એને મોકલ્યો હતો. એના જ કહેવાથી ફરી પાછો આવ્યો લાગે છે.”

વિચાર કરવા પુરતો અવકાશ નથી એમ જણાતાં તેણે શિલાની સલાહ માગી :–“હેં, બહેન! તને શું લાગે છે? – હવે શું કરવું જોઈએ?” પ્રિય સખિને યોગ્ય એક વચનનો પ્રયોગ અહીં લાગણી પ્રાબલ્યે ઉત્પન્ન થયો હતો. તે નિકટવર્તી ભાવે આગળ બોલી : “તારી બુદ્ધિ પર મને શ્રદ્ધા છે. તારી ઇચ્છા પ્રમાણે વર્તવાથી મને કશી હાની પહોંચવાની નથી, એ હું જાણું છું.”

આ શબ્દો બીકથી ઉચ્ચારાયા છે, એ સ્પષ્ટ સમજાતું હતું. તે પોતાના મનમાં પ્રવેશ પામેલા ભયને છુપાવવાનો યત્ન કરે છે, એ પણ જણાઈ આવતું હતું.

“ચોકિયાતની નિકટ ઉભેલો પુરુષ ગમે તે હો. કોઈ ચિન્તા કરવાની જરૂર નથી. રાજ્યનો ગુપ્ત સૈનિક હશે તો પણ ડરવાનું કારણ નથી. હા, પણ તે કોણ છે તેની પ્રતિતિ થવી જ જોઈએ. ગુપ્તચર જણાય તો તેની આગળ કહી શકાય તેટલી સત્ય વાત છુપાવવી નહિ.”

– આ પ્રમાણે સલાહ આપી શિલાએ તેને કહ્યું : “અહીંથી

આપણે ઉતાવળે તેમની સમીપ જઈ પહોંચવું જોઈએ, જેથી આપણા પ્રત્યે વહેમાવાનું ખાસ કારણ તેમને મળે નહિ."

*

ચોકિયાત અને કાનિયો ઉભા હતા તેમની સમીપ જઈ મલ્લિકાએ ચોકિયાતને ઉદ્દેશી પૂછ્યું: "આ કાનિયો તને અહીં ઘસડી લાવ્યો છે?"

જવાબમાં તે બોલ્યો: "કહે છે કે બંધનાગાર દેખાડ નહિ તો માથું ધડ પરથી ઉતારી નાખીશ. મારે શી રીતે એમને પ્રતિતિ આપવી કે હું તે સ્થાનથી અજ્ઞાત રહ્યો છું."

કાનિયા સામે આંખોના ડોળા ઘુરકાવી મલ્લિકા બબડી: "આનંદિનીના મગજમાં ફરી પાછું ભૂત ભરાયું લાગે છે."

આ ક્ષણે કાનિયો અને શિલા એક બીજાનાં મોં પ્રત્યે તાકતાં હતાં. તેઓ એક બીજાને પારખી શક્યાં કે કેમ તે સમજી શકાતું નહોતું. ઉચ્ચ આશયથી ધૂર્ત બનેલી બે વ્યક્તિઓ સામસામી અથડાતાં તેમનાં મોં પર પ્રકટવા જોઈએ એજ ભાવ આ બેની મુખમુદ્રા પર પ્રસર્યા હતા.

આ અણઉકેલ સ્પર્ધાને એમની એમ રહેવા દઈ કાનિયો મલ્લિકાના મોં સામે જોઈ બોલ્યો: "મેનકારાણીના વિશ્રંભ મંત્રી! અને બંધનાગારમાં લઈ જવાથી જ તમારું શ્રેય થશે, સમજ્યાં!"

તેને બોલતો સાંભળવાથી મલ્લિકા ચકિત થઈ. મનમાં આઘાત પહોંચ્યો: "અગાઉ એક વખતે આ પુરુષની નિરીક્ષા કરતી વખતે મેં વિજય પ્રાપ્ત કર્યો હતો. આ બીજી વખતે મારે સ્વીકારવું જોઈએ કે એ વિજય કૃત્રિમ હતો. આ પુરુષે મને હરાવી છે, શરમિંદી બનાવી છે."

વિશ્રંભ મંત્રીને લજવાઈ અવાક્ ઉભેલા જોઈ કાનિયો ખડખડ

હસ્યો, બોલ્યો: "આ ક્ષણે હું આનંદિનીનો માણસ નથી, એ વખતે પણ નહોતો."

હજી સુધી મૌન જાળવી ઉભી રહેલી શિલાએ કાનિયાને ઉદ્દેશી પૂછ્યું: "મને ઓળખો છો?"

પોતે કાંઈ સાંભળ્યું જ ન હોય તેમ પોતાની જ વાત કહેવા માંડયો: "નૃત્યવિહારના ઉપાધ્યક્ષ મલ્લિકાદેવી પરાજય પામ્યાં – કેટલી સુક્ષ્મ એમની સમીક્ષા શક્તિ!"

આ કટાક્ષપાત થયાથી મલ્લિકાના હૃદયમાં શી અસર પહોંચી હશે, એ વિચારવું નિરુપયોગી માની શિલાએ કાનિયાને ઉદ્દેશી બોલવા માંડયું: "મહારાણી અને યુવરાજને મૂક્ત કરવાનું કામ વિલંબમાં મુકાતું નથી? વિજય – પરાજયની પંચાત ભવિષ્યે થઈ શકશે. હાલ એની જરૂર નથી. ચાલો, બંધનાગારમાં – અમારે પણ અહીંના મહેમાનોને માનભરી વિદાય આપવી છે."

કાંઈ પણ બોલવું અનુચિત માની કાનિયો તેની સાથે આવવા તત્પર બન્યો. એ જોઈ શિલા હસીને બોલી: "આપનો દરજ્જો જણાવી શકશો?"

"ના."

"નામ ઠામ?"

"નહિ."

"હેતુ?"

"કાંઈ જ નહિ."

"કાંઈ પણ જાણ્યા વિના હું આપને બંધનાગારમાં લઈ જઈ શકીશ નહિ."

"હવે જ પ્રતિત થયું કે તમે લોકો પ્રત્યેક પ્રકારની પ્રપંચ વિદ્યા અજમાવી શકો છો."

"છતાં તેવું કશું તમારા પર અજમાવાયું નથી."

"હું એટલો જ ભાગ્યશાળી –" ગંભીરતાથી કાનિયો બોલ્યો : "ચાલો, આગળ થાઓ."

"બળ વાપરવાની ટેવ પડી લાગે છે." શિલાએ હસીને કહ્યું : "આપણે એક ધ્યેય, એક પક્ષનાં સામસામા અથડાવા પામ્યાં ન હોત તો હું તમને સિદ્ધ કરી આપત."

"એ તરુણીઓ મળીને મારા અંગ પર હલ્લો કર્યો હોત, એ જ ને !"

"હા, તમે એક જણ હોવાથી અમે તમને કેદ પકડી શકયાં હોત."

વ્યંગ પારખ્યા વિના ચોકિયાત બોલ્યો : "એ એક નથી એની સાથે ગુપ્ત સૈનિકો છે. પેલો ભયંકર મનાતો દલપતિ પણ છે."

"કોણ – સુભદ્ર આવ્યો છે ?"

"હા, એ જ." ચોકિયાતે ખુલાસો કર્યો : "અમારા પાંચેયનાં શસ્ત્ર ખુંચવી લેવાયાં છે."

સુભદ્રનું નામ સાંભળવાથી મલ્લિકા ધ્રુજી રહી હતી.

"એ લોકો કયાં રોકાયા છે ?" શિલાએ ચોકિયાતને પૂછયું : "ચોકમાં ?"

ઉત્તર કહી શકાય તેવું પોતે જ બોલી : "એમ સમજીને ત્યાં પડાવ નાખ્યો હશે કે વિહારમાંથી એક પણ માણસ બહાર છટકી શકે નહિ."

ભયનો આવેશ વધવાથી મલ્લિકા કાનિયાના મોં સામે જોઈ નરમાશથી બોલી : "કાનિયા ! તું મને પ્રપંચી માની બેઠો હશે. જે પ્રસંગે આપણા બે વચ્ચે ઓળખાણ નહોતી. જે વખતે મુંગો –

બહેરો થઈ તું ત્રણ જણાની સાથે અહીં આવ્યો હતો એ પ્રસંગે હું પ્રપંચનું સાધન બની હતી. હમણાં હું તે રહી નથી. કેમકે મને સાધન બનાવનાર પોતેજ અહીંના કેદીઓથી જીતાઈ ગઈ છે.”

“વિહારને બાળી મુકવાની તૈયારીઓ અમે દેખી છે.”

“તમારા મનમાં જન્મેલો આ વહેમ દુર થઈ શકશે.” શિલાએ કાનિયાને તે બાબતની ખાત્રી આપી કહ્યું: “અમારા પ્રત્યે તમે સંદેહથી જુઓ છો, એથી હું જરાય ગભરાતી નથી.”

સહેજ વાર સુધી મૌન રહી તે બોલી: “મહાનુભાવ! મહારાણી અને યુવરાજને આ ક્ષણે કેદી માનવા અમે તૈયાર નથી. એ રીતે એમને બંધનમુક્ત કરવાની અમારી ઈચ્છા પણ નથી. તેઓ કેટલાક પ્રહરથી આ સ્થાનના મહેમાન ઠર્યાં છે.”

કાનિયાના મોં સામે જોઈ આગળ બોલી: “મહારાણીને, યુવરાજને અને આપના પવિત્ર ધ્યેયને આંચ ન આવે એ રીતે અમારી ફરજ અમે બજાવીએ?”

“બેશક, બજાવો.” કાનિયો બોલ્યો: “પણ મારી નજર બહાર રહી જાય એવું એક પણ કામ થવું જોઈએ નહિ.”

મહેમાન પેઠે વિદાય આપવા અગાઉ જે વ્યવસ્થા કરવી શકય જણાઈ તે વ્યવસ્થાની ભૂમિકા શિલાએ કાનિયાને સમજાવી. તે તેને આવકારવા યોગ્ય લાગી.

“એક સંદેશો અમારે આપવાનો છે.” શિલાએ વિનયપૂર્વક પૂછયું: “આપવા દેશોને!”

“આ બાબતમાં તમે મહારાણીની અનુમતિ મેળવજો.”

–આ વાત શિલાને ગમી.”

પ્રકરણ ૭ મું : :

## બંધનાગારમાં મંત્રણા

થોડીવાર પહેલાં પ્રાર્થનાનો આરંભ કર્યો એ વખતે બંધન ખંડના દરવાજા રોજ પેઠે બહારથી બંધ હતા અને પ્રાર્થના સમાપ્ત થયા પછી જોયું તો તે તદ્દન ઉઘાડા જણાયા. આજ પૂર્વે આ કારાવાસમાં ક્યારેય પણ આવું સત્ય અનુભવ્યું નહોતું.

સંદેહને અવકાશ મળ્યો : "અકસ્માત બન્યો છે કે અણધાર્યો ચમત્કાર !"

મનમાં જ ઉત્તર સર્જાયો : "ગુજરાતની મહારાણી ! ઉઠ, ઉભી થા, બહાર નીકળ અને તારા મનનો સંદેહ દૂર કર."

એ જ ક્ષણે આ પ્રેરણા અમલમાં મુકાઈ.

મોં પર તેજ ઝબકતું હતું. નેત્રોમાં નિર્ભયતા તરવરતી હતી. કેટલાંક પગલાં આગળ ચાલી બીજા એક ખંડ આગળ અટકી ઉભી રહી.

બિછાનામાં આંખો મિંચી સુતેલા તરુણને જોતાંવેંત આવેશથી હૃદય ભરાઈ આવ્યું – એજ સ્થિતિમાં તરુણ આગળ જઈ બોલી : "ક્ષેમ !"

મમતા ભરપૂર સંબોધન કાનના પરદા વિંઝી હ્રદયના ઉંડાણમાં ઉતરી ગયું ને તરત જ તેણે આંખો ઉઘાડી. મમતામૂર્તિને પોતાના મસ્તક આગળ ઉપસ્થિત જોઈ તે બેઠો થયો, "મા!"

– વિશેષ બોલી શકાયું નહિ.

માએ પુત્રના માથા પર હસ્ત પ્રસારવા માંડયો હતો. આ ક્ષણે બંનેનાં મોં પર અદ્‌ભુત પ્રકાશ પ્રકટયો. જીવ માત્રને સમાન અંશે સાંપડેલી માયા બેમાંથી કોઈએ ખોઈ નથી – આ સાક્ષાત્કાર કેટલો મધૂર!

બંધનખંડની બહારથી એકાએક વંદનધ્વનિ સંભળાયો: "દંડવત્ પ્રણામ કરું છું."

અવાજ સુપરિચિત જણાયો હતો; છતાં મા – દિકરાના મોં પર જિજ્ઞાસા ઝબકી. તેમનાં લક્ષ ખંડદ્વારમાં મંડાયાં. બે હાથ ભેગા કરી માથું નીચું રાખી ગામડિયા જેવો દેખાતો એક જણ ઉભો હતો. ક્ષેમ સાશ્ચર્ય બોલ્યો: "કોણ કૈલાસ!"

"જી, હા." દ્વારમાં પ્રવેશતાં કહ્યું: "નિમંત્રણ આપવા આવ્યો છું."

મહારાણીએ તેને પૂછયું: "અમારા બંધનખંડના દ્વાર કોણે – તમે ઉઘાડયાં?"

જવાબમાં કૈલાસ બોલ્યો: "એ પવિત્ર કાર્ય મારા એકના હાથે થયું નથી."

"બીજા માણસોએ તેમાં ભાગ પડાવ્યો હશે!"

"જી, હા." દરવાજાની બહાર એક બાજુ પ્રત્યે હસ્તનિર્દેશી તેણે કહ્યું: "આ રહ્યા મારા ભાગીદારો."

ખંડ બહાર એક બાજુએ એક ચૌકિયાત અને બે તરુણીઓ ઉભી હતી. તેમના મોં સામે જોઈ ક્ષેમકુમારે પોતાની નજર પાછી

ખેંચી, મહારાણીએ અવાક્ આવકાર આપ્યો. ચોકિયાત તરફ હસ્ત લંબાવી ક્ષેમે કૈલાસને પૂછ્યું: "આ કોઈ મલ્લ છે?"

"જી, હા. આ અખાડાનો." કૈલાસે વિનોદભરપૂર ઉત્તર વાળ્યો: "મારો વિચાર એને સાથે જ રાખવાનો છે. એનામાં આજ્ઞાપાલનનો ગુણ છે, સહેજ બીકણ અને અબુધ પણ છે. એવો માણસ તાલીમ પામવાથી ઉપયોગી સેવક બની શકે. એના પર વિશ્વાસ મુકવાથી તેની મનોવૃત્તિ ઝડપથી જીતી લેવાય. અનાયાસે અહીંથી જ મારા હાથમાં સપડાયો છે."

એ રૂષ્ટપુષ્ટ માણસની પ્રશંસા સાંભળવાથી ક્ષેમને બહુ મજા આવી.

હસવું રોકી મહારાણીએ કૈલાસને પૂછ્યું: "નિમંત્રણ આપવાનો સમય હજી આવ્યો નથી – ક્યારે અમે નિમંત્રણ પામશું?"

"એ પહેલાં બહાર ઉભેલી બહેનપણીઓને આજ્ઞા આપો. તેઓ સંદેશો આપવા ઇચ્છે છે."

"એમની ઇચ્છાને એ ભલે પુરી કરે."

બહેનપણીઓને ઉદ્દેશી કૈલાસે કહ્યું: "સંદેશો કહેવાની તમારી ફરજ બજાવવા અંદર આવો."

શિલા અને મલ્લિકા ખંડમાં પ્રવેશી મહારાણીથી એકાદ હાથના અંતરે બેઠા પછી તેમના મોં સામે જોઈ મહારાણીએ પૂછ્યું: "સંદેશો કોણે મોકલ્યો છે?"

જવાબમાં શિલા બોલી: "આ સ્થાનની સ્વામિની – મેનકારાણીએ કહાવ્યું છે: 'તમારાં અદ્દભુત ધૈર્યે વિજય પ્રાપ્ત કર્યો છે. તમે બંધનાગારના કેદી મટી મહેમાન બન્યાં છો.'

– એના સંદેશા પ્રમાણે આ ક્ષણે આપ અને યુવરાજ બંધનમુક્ત કહેવાવ."

મલ્લિકાએ વિશેષમાં કહ્યું: "મેનકારાણીએ એના વતી મને ક્ષમા માગવાનું જણાવ્યું છે." મહારાણીના પગ પકડી બોલી: "ક્ષમા આપો, મહાદેવી!"

મહારાણીએ તેના મસ્તકે પોતાનો હસ્ત સ્થાપી પ્રસન્નચિત્તે કહ્યું: "અંતઃકરણનો પશ્ચાત્તાપ એ જ ક્ષમા છે. એને તું મળે તે વખતે કહેજે તેં કબૂલેલી હાર લાંછન વિનાની છે, જીતનું પલ્લું ઉંચે ચડાવનારી છે."

આ સાંભળી મલ્લિકા પ્રસન્ન થઈ, યુવરાજના મોં પર આનંદ-ભરપૂર સ્મિત પ્રકાશ્યું, કૈલાસ સ્તબ્ધ બન્યો, શિલાએ કોઈ સખત આંચકો અનુભવ્યો.

યુવરાજ પ્રત્યે દૃષ્ટિ ફેરવી – માથું નમાવી મલ્લિકા દૂરથી જ બોલી: "યુવરાજ! એને ક્ષમા કરજો."

જવાબમાં યુવરાજે પોતાના બેઉ હાથ સહેજ ઉંચા કર્યા, જેનો અર્થ થતો હતો – 'ક્ષમા આપી.'

શિલા અને યુવરાજે એક બીજા પ્રત્યે આડકતરી નજરે જોયું હતું. આ પ્રસંગે તેમનાં નેત્રમિલન થયાં નહોતાં. બંનેનાં દિલમાં તેઓ સમજી શકે નહિ એવી વેદના થતી હતી.

"મહાદેવી! એક વિનંતિ સ્વીકારી શકશો?"

"બોલ, શિલા!" મહારાણીએ કહ્યું: "તારે શું કહેવું છે?"

શિલાને બોલવાની તક ન આપતાં મલ્લિકા બોલી: "હું અને આ શિલા વિહારને સળગાવી મુકીએ તો કેમ?" આ પ્રશ્ન નવાઈ ભરેલો ન લાગે એટલા માટે તેણે તે સાથે સંબંધ ધરાવતી એક બીના ટૂંકાવી કહી સંભળાવી.

બીના સાંભળતી વખતે અહીં હતાં તે પ્રત્યેકના મોં પર જુદા જુદા ભાવ દેખાયા હતા. દરેકે તેને અગત્ય આપી વિચારવા માંડયું હતું.

શિલા, મલ્લિકા અને મેનકારાણીના કોઈપણ એક ધ્યેયનું હાર્દિક સંગઠન થયું છે, એ જણાઈ આવતું હતું. હમણાં સુધી મૌન જાળવી બેસી રહેલા યુવરાજે મલ્લિકાને પૂછ્યું: "વિહાર બાળી મુકવાનું તેણે તમને કહ્યું છે, – નહિ?"

"એથી જ વિનંતિ કરવી પડે છે તો!"

"માતાજી!" મહારાણીને ઉદ્દેશી યુવરાજે અનુમતિ માગી: "આ લોકોએ શું કરવું જોઈએ?"

મહારાણીએ મલ્લિકાને પૂછ્યું: "અહીંથી તમે મેનકાની પાસે જવા ઈચ્છતાં હશો!"

"હા."

"જવું જ જોઈએ."

"ના, એ બરાબર નથી." ક્ષેમે પરિસ્થિતિ વિચારી મત આપવા માંડ્યો: "જે માણસ મેનકા જેવી ચાલાક સ્ત્રી આગળથી ધારેલું કામ લઈ શક્યો છે એની બુદ્ધિને સામાન્ય માની શકાય નહિ. આપણે કારાગૃહમાં સળગી મુઆ નથી એ વાત એને ખબર પડ્યા વિના રહેવાની છે?"

મહારાણી બોલ્યાં: "રાજ્યના ગુપ્તચરો ઓચિંતા વિહારમાં ધસી આવવાથી ફરજ અધુરી મુકી અમારે નાસી આવવું પડયું – આમ આ લોકો બચાવ કરી ન શકે?"

"એ કરતાં આ બંને અહીં પકડાઈ ગયાં છે, એમ રાખવાથી આ ત્રિપુટી માટે વધારે સારું છે."

ક્ષેમે પ્રદર્શિત કરેલો આ વિચાર કૈલાસને વાસ્તવિક જણાયો, તેણે તેને અનુમોદન આપ્યું. મહારાણીએ પણ એ વાત સ્વીકારી. ગમે તે કારણ હો, મલ્લિકાને આ સલાહ ગમી નહિ. તે નિસ્તેજ મોંએ બેઠી હતી. કશું બોલતી નહોતી. તેની આ સ્થિતિ પારખી

મહારાણીએ તેને કહ્યું : " મલ્લિકા ! વિહાર બાળવાની અને અહીંથી મેનકાની પાસે જતા રહેવાની તમારી ઇચ્છા જ હોય તો અમે તે આડે આવવા ઇચ્છતાં નથી."

" બસ, બસ ! એજ અમારી ઇચ્છા છે." મલ્લિકાએ સાનંદ કહ્યું : " અમને જવા જ દો."

" જાઓ, અમને કશી અડચણ નથી. તમને મળેલી સુચના પ્રમાણે વિહારને સળગાવી નિર્વિઘ્ન જઈ શકશો, માતાજીએ તમને કહ્યું પણ ખરું."

" આપને માનભરી વિદાય આપી અમે જશું જ."

" દુશ્મનના સૈન્યનું નિરીક્ષણ અહીં રહેવાથી થઈ શકે નહિ. એ માટે તેમની છાવણીમાં જવું જોઈએ, કેમ !" કૈલાસે મલ્લિકાના મોં સામે દૃષ્ટિ ફેરવી પૂછ્યું : " એ જ ઉદ્દેશથી ત્યાં જવા ઇચ્છો છો, નહિ ?"

જવાબમાં મલ્લિકાએ અવાક્ સ્મિત ફેંક્યું.

" તમે કોનું નિમંત્રણ લાવ્યા છો ?" મહારાણીએ કૈલાસને ઉદ્દેશી પૂછ્યું : " બંધનાગારમાં નિમંત્રણ મોકલવાની ધગશ ધરાવનાર કોણ છે ?"

" હું, હું." મલ્લિકા અને શિલા પ્રત્યે જોઈ કશીક વ્યવસ્થા કરવાનું તેમને સ્મરણ કરાવ્યું, બોલ્યો : " જાઓ, તૈયાર રાખો."

સંકેત પારખી જવાથી મલ્લિકા અને શિલા ઉભાં થયાં, બહાર ગયાં.

એ ગયા પછી કૈલાસે પોતાની અને સુભટ્ટની વચ્ચે ઓચિંતો મેળાપ થયો, તેની સાથે પોતે વિહારમાં પ્રવેશ્યો ને ત્યાં જે કાંઈ બન્યું તે સત્ય મહારાણી અને યુવરાજ ઉપરાંત કોઈ સાંભળવા ન

પામે એટલી સાવચેતીથી કહી સંભળાવ્યું. પછી બોલ્યો : "મલ્લિકા અને શિલા ઉપદ્રવ નથી, એમ હવે હું માનું છું."

આ બધી વાતોમાં નિમંત્રણ જેવી એકે વાત જણાઈ નહિ. આથી ક્ષેમે હસીને પૂછ્યું : "તમે નિમંત્રણ આપતાં ભુલી કેમ જાઓ છો!"

"અરે, હા. હું એમ કહેવા માગતો હતો –" કૈલાસ બોલ્યો : "આપ અને માતાજી અહીંથી પ્રભાસ પાટણ તરફ ઉપડવાનું રાખો તો કેમ?" સહેજ વાર વિચારી તેમ કરવાનું કારણ સમજાવ્યું : "મેનકારાણીએ અણહિલવાડનાં યુવરાજ અને મહારાણીને નૃત્યવિહારમાં કેદ રાખ્યાં હતાં એ સત્ય જાહેરમાં મુકવાની કશી જરૂર નથી."

"કૈલાસ ખરું કહે છે." ક્ષેમે પોતાનો મત પ્રદર્શિત કર્યો : "નાહક મેનકારાણી પ્રત્યે લોકોમાં તિરસ્કાર અને રોષ ફેલાશે."

"બીજી એક અગત્યની વાત કહું." કૈલાસ બોલ્યો : "અણહિલપુરથી સીધાં સોમનાથપાટણ ગયાં હો ને હજી ત્યાં જ હો આ પ્રમાણે જનતામાં પ્રચાર થવાથી ક્ષત્રિયોના હૃદયમાં ભિલ્લો પ્રત્યે દ્વેષ ઉભરાયો છે તે શમી જશે."

નિમંત્રણનું રહસ્ય હવે જ સમજાયું. તેને અનુસરવાથી સત્યને ઢાંક્યું ગણાશે, પણ એમ કરવાથી જનતામાં સળગી રહેલો વર્ગવિગ્રહ ઓછો થશે. દેશને હાનિકારક ઝેર પ્રજાજનોના મનમાંથી કાઢી નાખવા માટે કૈલાસે આપેલા નિમંત્રણનું પાલન કરવું અનુચિત ન કહેવાય. આમ માની મહારાણીએ ક્ષેમનો મત માગ્યો.

"તારી શી ઇચ્છા છે?"

"થોડી વધારે મુદત બંધનાગારમાં વીતિ હતી એમ સમજશું."

"ભલે" મહારાણીએ સંમતિ આપી : "હું રાજી છું."

પ્રભાસ જવાનો નિર્ણય થયો. ત્રણેય જણ ખંડમાંથી બહાર નીકળ્યાં.

"ઉદ્યાનમાં ચાલો." કૈલાસે છુપાવી રાખેલા સમાચાર આપ્યા: "નીલમરથને તૈયાર રખાવ્યો છે."

"ચોકિયાત! તારે મારી સાથે જ આવવાનું છે." કૈલાસે તેને આજ્ઞા કરી: "ચાલ, આગળ થા."

સહુ ઉદ્યાનમાં આવ્યાં. મહારાણી અને યુવરાજ નીલમરથમાં બેઠાં. સારથીએ રથને ચલાવવા માંડ્યો. કૈલાસ, ચોકિયાત, શિલા અને મલ્લિકા રથની આગળ પગપાળા ચાલતાં હતાં.

વિહારના ચોગાનમાં રથ આવી અટક્યો એ વખતે સુભટ્ટે મહારાણી અને યુવરાજને નમન કર્યું, તે ચકિત થયો હતો.

"સુભટ્ટ!"

"જી."

"કૈલાસના આમંત્રણને માન આપી અમે તેની સાથે જઈશું."

"ભિલ્લો વિરુદ્ધ ઉશ્કેરાયેલા રજપુતો શાન્ત પડશે."

"આ શિલા અને મલ્લિકાને તેમના ચોકિયાતો સોંપી તમારા સૈનિકોને લઈ તમારે જવું હોય એ તરફ જતા રહેજો."

કૈલાસે સુભટ્ટને યાદ કરાવ્યું: "પ્રચારની વાત લક્ષ બહાર નહિ હોય!"

"એ વાત હું વિસર્યો નથી." સુભટ્ટ બોલ્યો: "પ્રદેષ્ટા! સુખેથી સિધાવો. ભગવાન ધૂર્જટિ ઇચ્છિત યત્નને સહાય કરશે."

અણહિલવાડના બંને અધિકારીઓ એક બીજાને ભેટી વિખુટા પડ્યા.

વિહારના પ્રવેશદ્વારમાંથી બહાર નીકળવા માંડેલા રથ આગળ આવી મહારાણીને માથું ઝુકાવી બોલ્યો: "ભગવતી! ભગવાન સોમનાથની કૃપા યાચજો – વિનવજો 'દેશ પર આવેલી આપત્તિને

દુર કરવાની શક્તિ આપો' આપની નિર્દોષ વિનંતિ એણે સાંભળવી જ પડશે."

રથની સાથે સાથે કૈલાસ પેઠે તે ય એક બાજુએ ચાલતો હતો. સહુ બહાર નીકળ્યા એ વખતે મહારાણી અને યુવરાજના રથને લશ્કરી ઢબે માન આપવા સુભટ્ટે મ્યાનમાંથી ખડગ ખેંચી મસ્તક સુધી લઈ જઈ શિરસ્ત્રાણને સ્પર્શાવ્યું. બહાર ઉભેલા તેના તમામ સૈનિકોએ પોતાના અધ્યક્ષનું અનુકરણ કર્યું હતું. આ અપૂર્વ વિદાયવિધિ જોઈ મહારાણી અને યુવરાજના મોં પર હર્ષછાયા પ્રસરી.

તેમને વિદાય આપી સુભટ્ટે પ્રવેશદ્વારમાં પાછા ફરી પોતાના જે સૈનિકો વિહારના ચોગાનમાં હતા તેમને આજ્ઞા કરી : "ચોકિયાતોને મુક્ત કરો."

બીજી જ ક્ષણે પોતાના સૈનિકોને સાથે લઈ તે ત્યાંથી બહાર નીકળ્યો.

## પ્રકરણ ૮ મું : :

### પ્રચારક મંડળી

જ્યાં આગળ તદ્દન સામાન્ય કોટિના વ્યસનીઓ દરરોજ એકત્ર મળતા ને મદિરાની ભક્તિ કર્યા પછી એનો આવેશ રૂપ પ્રસાદ પ્રાપ્ત કરી વિદાય થતા, આવા મદિરા ઘરમાં સો ઉપરાંત વ્યસનીઓ વચ્ચે એક બાજુએ હાથમાં ટબૂડી રાખી મનુભા બેઠો હતો. અંગ પરથી હજી સુધી તેણે ખેડૂતનાં વસ્ત્રો ઉતાર્યાં નહોતાં. ટબૂડી મોંએ માંડી એક ઘૂંટ પીધા પછી તેનું મન ધુંધવાવા માંડ્યું:

"મારા અંગત માણસો મને છોડીને ક્યાં જતા રહ્યા ?– એ લોકોને શું મેં પગાર આપવો બંધ કર્યો છે ? શું સમજીને મને મળતા નહિ હોય ! બાહુક જેવો બાહોશ માણસ આ પ્રસંગે સાથે હોય તો કેટલો ખપ લાગે !"

મનનો ધુંધવાટ શમતો નહોતો.

બીજો ઘૂંટડો ભરવાથી સંતાપ શરુ થયો : "આનંદિની, અણુનમ અને નંદ દગાબાજ ન કહેવાય ? મને કાંઈપણ જણાવ્યા વગર આસવગૃહ છોડી જવાની એમને શી જરૂર પડી હશે !"

આસવગૃહમાં તે બબડી ગયો હતો, તેમાંનું કાંઈ જ તેને યાદ

નહોતું. એણે મહારાજ આગળ જવાની ને ક્ષમા યાચવાની વિદ્વતાભરી વાતો ઉચ્ચારવાથી જ આનંદિની ગભરાઈને આસવગૃહ છોડી ગઈ છે. આ બાબતનો વિચાર સરખોય તેને આવતો નહોતો, એને ખબર જ નહિ હોય પોતાના એ વખતના બકવાટની !

આઠ–દસ માણસોનું એક ટોળું મોટા અવાજે વાતચીત ચલાવતું મદિરાગ્રહમાં આવી બેઠું. એમાંના એક જુવાને મનુભા પ્રત્યે હસ્ત નિર્દેશી પોતાના સાથીદારને ઉદ્દેશી બોલવા માંડ્યું: "આ ખેડૂતનો દિવસ ફરી ગયો છે. કેટલાક દિવસોથી આ માણસને હું અહીં જોઉં છું. જ્યારે જુઓ ત્યારે ઢીંચતો જ હોય છે. કોણ જાણે કેટલી મદિરા ઢીંચે છે !"

બુઢ્ઢા સાથીદારે કહ્યું: "ટબૂડી પર ટબૂડી ઢીંચ્યે જવી એ કાંઈ બાળકની રમત નથી."

"કહેવા શું માગો છો, કાકા !"

"હું એમ કહું છું." કાકા બોલ્યા: "એ ખેડૂત મારા જેટલી વયનો ખડતલ છે, સમજ્યો ! રંગ છે અમારા જેવા ખડતલને, જેઓ મદિરાની ભક્તિ કરવામાં પણ જુવાનીઆના અરમાન ઉતારી જાણે છે."

જુવાન વર્ગની નિન્દા સાંભળી ન શકવાથી ભીંતને ટેકે બેસી રહેલા તદ્દન અજાણ્યા એક જુવાને ઉભા થતાં કહ્યું: "કાકા ! ખડતલ પુરુષોના જમાના ગયા. હવે એ લોકોથી ચોરા ચૌટામાં બેસી ગપાટા મારવા ઉપરાંત કશું બનતું નથી."

પોતાના હાથમાં રાખેલી મદિરાભરપૂર ટબૂડીને એક શ્વાસે ગટગટાવી કાકા તરફ ફેંકતાં તે બોલ્યો: "આપણા યોગ મહારાજ ક્યાં ખડતલ નથી ! તે દિવસે રાજસભામાં બધા સંદેશવાહકોને હાજર રહેવા એમણે ફરમાવ્યું હતું. કેટલાને પકડી પાડ્યા?" ખડખડ હસ્યો: "એકને પણ નહિ." ગંભીર બન્યો: "કાકા ! ચાર સંદેશ-

વાહકોની સાથે યુવરાજ અને મહારાણી સરસ્વતિના કાંઠા સુધી ગયાં નહોતાં ? ત્યાં આગળ ભિલ્લોનું ટોળું નહોતું ?"

"મહારાણી અને યુવરાજ ભિલ્લોના હાથમાં કેદ પકડાયાં છે, એમ કહે છે તું !"

"તો શું તેઓ રાજપ્રાસાદમાં છે ?"

કાકાએ પોતાના સાક્ષીઓના મોં સામે સૂચક દૃષ્ટિ ફેંકી કૃત્રિમ હસવા માંડયું, કહ્યું : "હેં, ભાઈ ! મહારાણી અને યુવરાજ કયાં છે ?"

તેનો એક સાથી બોલ્યો : "સોમનાથ પાટણમાં."

બીજાએ કહ્યું : "અરે, એ લોકોએ યજ્ઞ પુરો કર્યો છે."

આ સાંભળી તદ્દન અજાણ્યો જુવાન સ્તબ્ધ થયો. મનુભાએ તેને ઓળખ્યો – તે તેની જ ટોળીનો જુવાન હતો.

બધા જ વ્યસનીઓનાં લક્ષ આ લોકો તરફ ખેંચાયાં હતાં. મનુભા પોતાની જગાએથી ઉઠી પોતાની ટોળીના જુવાન પાસે જઈ બેઠો. તેને શાન્ત પાડવાના ઉદ્દેશથી કે કોઈ બીજા હેતુથી તે બોલ્યો : "તારે રાજકુટુંબની ઉપાધિમાં પડવાની જરૂર શી છે ? આપણા જેવા કંગાલ માણસોને આ ધામ આશીર્વાદ રૂપ છે. અહીં સાવ સસ્તા ભાવે આપણે ટબૂડીઓ મેળવી શકીએ છીએ. નાહકની ઉપાધિ વહોરી આ શાન્તિધામને કલહ – કંકાસથી ગજાવી મુકવાની કોઈ જરૂર નથી." અન્ય મદિરાભક્તો પ્રત્યે મોં રાખી બોલ્યો : "ભાઈઓ ! જગત મિથ્યા છે. ખાઓ, પીઓ ને નીરાંતે ઉંઘ ખેંચો – બીજા કશામાં સાર નથી."

મદિરાઘરમાં શાન્તિ પ્રસરી; પણ તે થોડી ક્ષણોથી વધારે વખત ટકી શકી નહિ.

કાકાના એક સાથીદારે પોતાની મંડળીના જુવાનને પૂછ્યું : "સરસ્વતિના કાંઠા પરથી શું તેઓ પ્રાસાદમાં પાછાં ફર્યા નહોતાં !"

"ના."

"ત્યાંથી સીધાં પ્રભાસ તરફ ઉપડ્યાં હતાં?"

"હા, રસ્તામાં બીજી કોઈ જગાએ રોકાયાં હોય તે વાત જુદી છે."

"પોતાના બે બાળકોને મહેલમાં મુકીને જતા રહ્યા?"

આ સંદેહનું નિવારણ જરૂરી માની કાકા પક્ષના જુવાને જવાબ શોધી કાઢ્યો: "કહેવાય છે કે સુવિવેક અને અજયના જન્મ પૂર્વે મેલી વિદ્યાના જાણકાર થોડાક કાપાલિકોએ એક ખેતીહાર પર રોષે ભરાઈ મેઘવર્ષાને મૂઠથી રોકી રાખી હતી, જેના પરિણામે એ વરસે દુકાળ પડ્યો હતો. બીજું વરસે ય દુકાળમાં જશે તો ખેડૂતોની સાથે જનતાનો નાશ થઈ જશે, આમ ગભરાઈ જવાથી મહારાણીએ દુકાળ પડવાનું કારણ પ્રાપ્ત કરી ભગવાન સોમનાથને પ્રાર્થી માનતા લીધી:

–'હે ત્રિપુરારિ! સ્તંભિત થયેલી મેઘવર્ષાને તું મૂક્ત કરશે તો કોઈને કહ્યા–જણાવ્યા વિના યજ્ઞનું મુહુર્ત જોવડાવી અણધાર્યો હું મારા ક્ષેમને સાથે લઈ તારા પવિત્ર ધામમાં આવીશ, યજ્ઞારંભ કરીશ. પુર્ણાહુતિ પછી જ તેનું નિમિત્ત પ્રકટ કરીશ.'

આ માનતા પુરી કરવા જવાનું મન એમને વારંવાર થતું હતું, પણ યજ્ઞ યોગ્ય મુહુર્ત ક્યારેક હોય છે તો?–એકાદ બે મુહુર્ત વખતે નીકળી શકાયું નહોતું. જે દિવસે ફરી મુહુર્ત આવ્યું તે દિવસે સંદેશવાહકોની સાથે નદી કાંઠે જવું પડ્યું. છતાં તેણે પ્રભાસ ઉપડવાનો પોતાનો નિર્ણય ફેરવ્યો જ નહિ. નદી કાંઠેથી સીધા પ્રભાસ તરફ રવાના થયા."

રહસ્યનો ઉકેલ થયાથી કેટલાય વ્યસનીઓ મહારાણીના પ્રજાપ્રેમની પ્રશંસા કરવા લાગ્યાં.

કાકા પક્ષની જે ટોળીએ આવી આ ધમાલ મચાવી હતી તેમનો વિરોધ કરવાથી કશું વળે તેમ નહોતું. આથી મનુભા અને તેનો સાથી કાંઈ પણ બોલ્યા વિના મૌન રહ્યા હતા. ક્યારેક મનુભા પણ બહુમતિમાં સામેલ થવાનો યત્ન કરતો હતો.

માનતાની વિગત કહેનાર કાકા પક્ષના જુવાન પ્રત્યે નજર તાકી તેણે સમીક્ષા કરી હતી.

ગમે તેવી પાયા વિનાની વાતનો પ્રચાર કરી શકે એટલી આવડતવાળો એક વૈશ્ય જુવાન સોમપુરમાં છે. તેની મંડળીમાં એક શુદ્ર છે, બે બ્રાહ્મણો છે, ઉપરાંત આધેડવયનો એક ક્ષત્રિય છે. આ પ્રમાણે અગાઉ ક્યારેક મનુભાએ સાંભળ્યું હતું; પણ એ વાત તેને મહત્વ વિનાની જણાઈ હતી. હવે તેને સમજાયું કે આ આખી મંડળી સોમપુરની – બીજા કોઈ ગામની નહિ.

“આ મંડળી આ પદ્ધતિથી ધર્મસ્થાનમાં પ્રચાર કરશે તો મહારાણી અને યુવરાજ મેનકારાણીના નૃત્યવિહારમાં બંદીવાન હતાં એ વાત પ્રત્યે એક પણ નાગરિકનો વિશ્વાસ બેસવો કઠિન છે. લાગે છે કે નૃત્યવિહારમાંથી એ લોકો મૂક્ત થયાં છે.” મનમાં વિચારતો મનુભા પ્રચારનું મૂળ શોધવા માંડ્યો : “વર્ગવિગ્રહની જડ ઉચ્છેદવાનો આ ઉપાય સામાન્ય નથી.”

## પ્રકરણ ૯ મું ::

### તિર્થધામ પ્રભાસમાં

યજ્ઞ સમારંભ વખતે પ્રભાસના સોરઠી પ્રદેશોએ અણહિલવાડનાં મહારાણી તથા યુવરાજને આંતરરાષ્ટ્રિય નિયમ પ્રમાણે માન આપ્યું હતું. આનર્ત – રૈવતાચળના રાજાઓ તરફથી પ્રતિનિધિઓ આવ્યા હતા. કૈલાસે પોતાની ઓળખાણ ન આપતાં મહારાણીના સામાન્ય સેવક તરીકે બહારના અને ત્યાંના પરોણાઓનું સ્વાગત કર્યું હતું.

યજ્ઞનું કારણ કોઈએ પુછયું નહોતું.

એ સમય પૂર્વે એ સ્થાનમાં કેટલાય યજ્ઞસમારંભ ઉજવાયા હતા. કોના હસ્તે ને કયા મહત્વના કારણે યજ્ઞ થવો જોઈએ, એ વિષયના જ્ઞાતાઓએ કોઈપણ યજ્ઞ વખતે કશો મત પ્રદર્શિત કર્યો નહોતો.

કેટલાક વરસ પહેલાં સમુદ્રપારના વિદેશીઓએ સુરાષ્ટ્ર પર ચડાઈ કરી એ વખતે વલ્લભીનાથ શિલાદિત્યે અહીં જ યજ્ઞ કર્યો હતો એ સમય પછી યે કેટલાય યજ્ઞો અહીં જ આરંભાયા ને પૂર્ણાહુતિ પામ્યા હતા.

સ્વદેશની રક્ષા, સુકાળ, રોગનિવારણ, વગેરે પ્રાપ્ત થયા પહેલાં અને પછી યજ્ઞકાર્ય થતાં હતાં.

અણુહિલવાડમાં ભિલ્લો અને ક્ષત્રિયો વચ્ચે આંતરવિગ્રહ શરુ થયાની વાત જેમના કાને આવી હતી તેઓએ કલ્પના કરી કે એ વિગ્રહ શમી જાય એ વાંછનાજ યજ્ઞનું કારણુ હશે !

પોતાની જાતને રાજનીતિજ્ઞોમાં ખપાવનારા કેટલાક પંડિતોએ માન્યું કે નજીકના ભવિષ્યમાં લડાઈ થશે આમ સમજી મહારાણીએ તે અર્થે યજ્ઞ કર્યો હશે !

યજ્ઞનું નિમિત્ત કોઈ પુછતું નહોતું તેમજ મહારાણી કે યુવરાજ તરફથી તે જણાવાતું નહોતું એ પરથી કેટલાક દોઢ ચતુરોએ અટકળ કરી કે નિમિત્તને અપ્રકટ રાખી યજ્ઞ કરવાનો એમણે સંકલ્પ કર્યો હશે !

આ રીતે યજ્ઞ સમારંભ પુરો થયા પછી બીજે દિવસે મહારાણીએ ક્ષેમના મોં સામે જોઈ કહ્યું : "કોઈ વાતથી તને હીણપ લાગી છે, નહિ !"

કુમારે પ્રત્યુત્તર આપ્યા વિના નીચું જોયું. તેને ક્ષોભવશ જોઈ મહારાણીએ પુછ્યું : "આપણા કાર્યમાં દંભ છે ?"

"એ વિષયમાં મને રસ પડયો નથી."

સહેજ ઝંખવાઈ બોલી : "કોઈપણુ સત્ય ઘટના લાંબા વખત સુધી છુપી રહી શકતી નથી. એક નર્તકીના બંધનાગારમાં આપણે કેદ હતાં એ સત્ય પ્રકટ થવાથી લાંછન લાગશે, એવો ભય નહોતો, નથી."

"આપણુને કેદ પકડી ભિલ્લો કયાંક લઈ ગયા છે આ પ્રમાણે માની બેઠેલા સેંકડો ક્ષત્રિયોના મનમાંથી ભિલ્લો પ્રત્યેનો વૈરભાવ નષ્ટ કરવા સારુ આ માર્ગ લેવાયો છે એ હું સારી પેઠે સમજી શકયો છું." ક્ષણુભર વિશ્રમી કહેવા લાગ્યો: "ક્ષેમની મા કોઈ પણુ આપત્તિથી ડરી જાય ? – એ વિચાર મારા મનમાં પ્રવેશી શકે ! – મા ! ફરી એવું ધારશો નહિ."

આ સાંભળી માએ આનંદની લાગણી અનુભવી.

*

ભોળાનાથના વિશાળ દેવાલય નજીક એક નાની હવેલી હતી. તેમાં રાજકુટુંબનાં માણસો રહી શકે એવી વ્યવસ્થા રખાઈ હતી. આ નાનકડા છતાં રમણિય સ્થાનમાં મહારાણી, યુવરાજ અને કૈલાસ ઉતર્યાં હતાં તેમની સાથે પેલો કેદી ચોકિયાત પણ હતો.

અણહિલપુર પાટણથી પ્રભાસ આવતી વખતે આ ચોકિયાતને કૈલાસે પોતાના દૃષ્ટિબિન્દુ પ્રમાણે કેળવવા માંડ્યો હતો. નાનાં મોટાં ગામનાં છવ્વીસેક પાદર વટાવ્યાં ત્યાં સુધી તો તેને કૈલાસ પોતાની આંખ આગળથી વિશેષ દૂર થવા દેતો નહોતો. આટલા પ્રવાસ દરમ્યાન ચોકિયાતે પ્રાપ્ત કર્યું હતું કે કૈલાસ જેવા શક્તિશાળી અને હસમુખા સ્વભાવના માણસની ચાકરી કરવી ઉચિત છે આથી એક વાર તેણે પોતાના મનમાં ઉદ્ભવેલી લાગણી તેની આગળ વ્યક્ત કરતાં કહ્યું હતું: "મહાનુભાવ! હવે મારા પ્રત્યે શંકાની નજરે ન જુઓ તો સારું!"

કૈલાસે તેના મનોભાવ પારખી પુછ્યું હતું: "યુવરાજ અને મહારાણીના તમામ સેવકોમાં મારું સ્થાન જુદું જ હોય એમ તને લાગતું નથી?"

"આપ યોગ મહારાજના પ્રથમ સેવક છો, પ્રભુ!"

"હમણાં તો તેમની જ સેવા બજાવું છું." કૈલાસે હસીને તેને જણાવ્યું: "માણસ પોતાના પશુને જે રીતે કેળવે છે એ રીતે મેં તારા પ્રત્યે અખત્યાર કરી છે."

"મને શ્વાન માનીને?"

"હા, જેવી રીતે મારા ભલા રાજકુટુંબનો શ્વાન હું છું."

આ જવાબનું માહાત્મ્ય પામતાંની સાથે જ ચોકિયાત કૈલાસના ચરણમાં પડી બોલ્યો હતો: "આજથી હું આપનો પાળેલો શ્વાન છું."

આ બંને વચ્ચે થયેલી વાતચીત સાંભળવાથી મહારાણી અને યુવરાજને રમૂજ ઉપજી હતી.

*

ભોજનકાર્યથી પરવારી યુવરાજ વિચારમાં બેઠો હતો એ વખતે કૈલાસે હાજર થઈ પૂછ્યું: "અહીંથી ક્યારે ઉપડવાનું રાખશું?"

"માતુશ્રી કહે ત્યારે ઉપડીએ."

હવેલીના બીજા એક ખંડમાં મહારાણી કોઈ પુસ્તક વાંચવામાં નિમગ્ન દેખાતા હતા. એ ખંડ પુસ્તકભવન જણાતું હતું. તેમના વાચનમાં ક્ષતિ બનવાનું નિરુપયોગી માની યુવરાજે પોતાની સામે બેઠેલા કૈલાસ સાથે વાર્તાલાપ શરુ કર્યો.

"મનમાં થયા કરે છે કે અહીં જ રહી જઈએ."

"અહીં આવનારા બધા યાત્રિકોના મનમાં એવો જ વિચાર આવે છે. કેમકે સ્થાન જ એવું છે જેથી હટવાનું દિલ થતું નથી."

એટલામાં મહારાણી પુસ્તકભવનમાંથી બહાર બેઠક ખંડમાં આવતાં બોલ્યા: "હેં ક્ષેમ! કાવ્યકુબ્જના રાજાએ ત્રણ–ચાર નાટકો લખ્યાં હતાં – એ વાત સાચી?"

"કયા રાજાએ? મા!"

"આ શ્લોક જો ને –" માએ પોતાના હાથમાં ગ્રહણ કરેલું પુસ્તક ક્ષેમ વાંચી શકે એવી રીતે ધર્યું ને બોલી: "કેમ! લખ્યું છે ને!"

"હા, એ સાચી વાત છે."

"વર્ષો સુધી યુદ્ધમાં પરોવાયેલા હર્ષવર્ધને નાટકો લખવાનો સમય ક્યારે પ્રાપ્ત કર્યો હશે!" કૈલાસ તરફ મોં ફેરવી બોલવા લાગી: "આ પુસ્તકની પ્રત અહીં મળતી હોય તો ખરીદતા જઈએ."

"શું એનું નામ?"

"વીરગણ."

"આ સ્થાનના મંત્રીને હું પુછી લઈશ."

"હું માનું છું કે અહીંનાં વિદ્યાપીઠોમાં તપાસ કરવાથી ખબર પડશે."

આ પ્રમાણે વાર્તાલાપ ચાલુ હતો એ વખતે હવેલીનો વ્યવસ્થાપક બહાર ટહેલતો દેખાયો. તે તરફ ક્ષેમે માતુશ્રીનું લક્ષ ખેંચ્યું. માતુશ્રીએ કૈલાસને કહ્યું : "એને અંદર આવવાનું કહો."

આજ્ઞા પ્રાપ્ત થઈ કે તરત જ તે બેઠકખંડમાં દાખલ થયો. નમનવિધિ કર્યા પછી બોલ્યો : "અહીંની વિદ્યાપીઠના કુલપતિ આપને મળવા ઉત્સુક છે."

"ખુશીથી આવે." મહારાણીએ કહ્યું : "સત્વર મોકલો."

જ્ઞાનતેજથી ચળકતું મોં જોતાં જ જણાયું કે તે આચાર્ય જ હોવા જોઈએ. સામાન્ય વિવેક પ્રમાણે એમણે પ્રવેશતી વખતે મહારાણીને નમસ્કાર કર્યા. કૈલાસ, ક્ષેમ અને મહારાણીએ પોતપોતાના સ્થાન-સ્થાનને છાજતી રીતે આચાર્યને આવકાર આપ્યો.

બેઠક લીધા પછી આચાર્યે પોતાના આગમનનું કારણ પ્રદર્શિત કર્યું : "આપના વ્યાખ્યાનનો લાભ વિદ્યાપીઠને આપી શકશો ?"

મહારાણીએ સાનંદ પુછ્યું : "કેટલા વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા આવે છે ?"

"બધાં મળીને સવાસો વિદ્યાર્થીઓ આવે છે જેમાં ઓગણ-પચાસ બ્રહ્મચારિણી છે."

"અધ્યાપકો ?"

"અમે પાંચ-"

આટલી પુછપરછ કરી આવતી કાલે વ્યાખ્યાન આપવાનો પ્રબંધ થયો.

*

સંધ્યાકાળે મા દિકરો રથમાં બેઠાં. સમુદ્ર કિનારા નજીક પથરાયેલી

વનસ્પતિ ભરપૂર ઝાડી વાડીમાં ફરી તેઓ હવેલીએ પાછાં ફર્યાં એ વખતે ભોંયતળિયે આવેલા એક ખંડમાં કૈલાસ કોઈની સાથે વાતચીત કરતો બેઠો હતો.

તેઓ મજલા પર પહોંચ્યાં ને સ્વસ્થ થઈ બેઠાં નહિ હોય એટલામાં આરતીનાં નાદ તેમના કાને અથડાતાં તેઓ ઉઠીને મંદિરમાં દર્શનાર્થે જવા તત્પર થયાં.

ભારતવર્ષની સમૃદ્ધિનું ભાન કરાવતી શિવમૂર્ત્તિ પોતાનાં પૂજન અર્ચન કરનારા ભક્તો પ્રત્યે આશીર્વાદ અને ઉપદેશ આપતી હોય તેમ સ્થિર ઉભી હતી. હાવભાવ કે ઉચ્ચાર દશ્યમાન થતા નહોતા તે જોવાની અભિલાષા કોઈને થઈ નહોતી. એવો અનુભવ ભાવના-સૃષ્ટિ સિવાય બીજા કોઈ પણ જગતમાં સાંપડી શકે નહિ આ સત્યથી જેઓ અજ્ઞાન નહોતા તેઓ મૂર્તિને નમન કરતી વખતે પોતાનાં નેત્રો મિંચી ગહનવિશ્વના સર્જનહારનું ચિંતવન કરતા હતા.

કેટલાક ભક્તો ભગવાનની પૂજનવિધિ કરવામાં પ્રવૃત્ત જણાતા હતા ને કેટલાક પોતાના નેત્રો ઉઘાડાં રાખી મૂર્ત્તિ પ્રત્યે ભાવ ઠાલવ્યે જતા હતા. તેઓએ મહારાણી અને યુવરાજને પ્રવેશતાં જોઈ તેમને માર્ગ કરી આપ્યો. તેમની પાછળ કૈલાસ મંદિરમાં પ્રવેશ્યો હતો.

હવેલીના સ્વાગત વિભાગના કાર્યકરોની હારમાં નીલમરથનો સારથી તથા કૈલાસનો પાળેલો ચોકિયાત હજી હમણાં જ ઉપસ્થિત થયા.

મનની આશંકાઓને અહીં સમાધાન પ્રાપ્ત થતું હતું. સંતાપની જ્વાલાઓ શમતી હતી. મલિનતા નષ્ટ થતી હતી ને પ્રત્યેક હૃદયમાં શુદ્ધ સત્ય મૂર્ત્તિમંત થતું હતું.

'જય જય' ધ્વનિથી મંદિર તથા તેનું વિશાળ ચોગાન ગુંજવા લાગ્યું ને ભાવિકો વિખરાવા માંડ્યા.

*

મહારાણી અને યુવરાજ હવેલીમાં પાછાં આવી બેઠાં હતાં તેમની સન્મુખ આવતાં કૈલાસે પોતાના હાથમાં રાખેલું પુસ્તક આપવા હાથ લંબાવ્યો, બોલ્યો : " આની બીજી એક પ્રત અહીંની નિગમ સભાના પ્રમુખે ખરીદી છે."

" ખરીદી કરી - શું આપ્યું ? "

" એમણે એક વર્ષ સુધીનો વિદ્યાપીઠનો તમામ ખર્ચ આપવાનું કબુલ્યું છે. "

" એટલે આપણે એથી બમણું અર્પણ કરવું જોઈએ, એજ નક્કી થયું. ભલે આપીશું. " મહારાણીએ કૈલાસને આજ્ઞા કરી : " આપણા નગરશેઠ જોગ હુંડી તમેજ લખી આપજો. " સહેજ વિચારી તે આગળ બોલી :

" એને તમારી સાથેજ રહેવા દો. પાટણ પહોંચ્યા પછી સાર્વજનિક પુસ્તકાલયમાં એ શોભી નીકળશે. "

રાતે સુતી વખતે મહારાણીને જલ્દીથી ઉંઘ ન આવી વ્યાખ્યાનનો આગ્રહ સ્વીકાર્યો તો ખરો પણ વિદ્યાપીઠમાં જઈ બોલવું શું ! પ્રભાસ – તિર્થધામની વિદ્યાપીઠનાં વિદ્યાર્થીઓને જ્ઞાન પ્રાપ્તિ થઈ શકે એટલો જ્ઞાન ભંડોળ પોતે ધરાવે છે ! આ વિચારમાં ઉંડી ઉતરતાં તે મુંઝાવા લાગી.

એની એજ સ્થિતિમાં એકાદ ઘટિકા વ્યતિત થઈ.

" પ્રત્યેક વ્યક્તિ એક સરખું જ્ઞાન પામી હોતી નથી. દરેકના અનુભવજ્ઞાનમાં ઓછું વધતું અંતર હોય છે. પ્રત્યેકમાં કશીક વિશેષતા હોય છે. " આ પ્રમાણે વિચારી નિર્ણય કર્યો : " મારા રાજસી અનુભવનો એકાદ પ્રસંગ વર્ણવીશ. "

બીજે દિવસે સહુ વિદ્યાપીઠમાં ગયાં. નગરથી કેટલેક દૂર લીલી હરિયાળી ધરતીના એક ભાગમાં નિઃસર્ગનો આનંદ માણતું વિદ્યા-

મંદિર સવાર સાંજ પ્રાર્થનાગીતના રણકાર પ્રસારતું ને એથી એ વિસ્તાર ક્યારેક શાન્તિનું ધામ મટી ચૌટો બની જતો.

અહીં મહારાણી અને ક્ષેમ રથમાંથી ઉતર્યાં એ વખતે હારબંધ ઉભેલા બ્રહ્મચારીઓ અને બ્રહ્મચારિણીઓએ નિઃસર્ગગીત શરુ કરી તેમનો સત્કાર કરી પછી તેમને વિદ્યામંદિરમાં લાવ્યા.

પ્રભાતનું એ કર્ણપ્રિય ગીત, ઉગતા સૂર્યની વનરાજીઓ પર સિંચાતી ઝાંખી કિરણધારાનું એ નયનરંજક દૃશ્ય અને મહારાણીના મોં પરની અદ્‌ભુત પ્રતિભા કોઈને પણ સ્તબ્ધ કરી મુકે એવાં હતાં.

*

મધ્યાન્હે વ્યવસ્થાપકે કૈલાસના ખંડમાં પ્રવેશી સહર્ષ બોલવા માંડયું: "મહારાણીનું બોલવું બહુ સરસ હતું."

આ સાંભળવાથી કૈલાસના મોં પર અભિમાનની એક વાદળી પ્રકટી ને અદૃશ્ય થઈ.

કૈલાસને હર્ષાન્વિત જોઈ વ્યવસ્થાપકે વાતચીતને આગળ લંબાવી: "તમારા દેશના મહારાણી આટલા બધા વિદ્વાન છે! – વાહ! કેટલું સ્વચ્છ વક્તવ્ય!"

"હજી તો તમે એમને સાંભળ્યા –" કૈલાસ ગર્વથી કહેવા લાગ્યો: "યોગ મહારાજની પ્રભાવશાળી વાણી સાંભળો ત્યારે ખબર પડે."

"મહારાજ પોતે વ્યાખ્યાતા છે?"

"વ્યાખ્યાતા તે કેવા?" પોતાના રાજાની પ્રશંસા ગાવી શરુ કરી: "જમીન પરનાં મુરદાં ઉભા થઈને શસ્ત્ર પકડી લે."

"એનું નામ રાજા."

થોડીવાર વિચારી વ્યવસ્થાપકે ગંભીરતાથી પૂછ્યું: "તમે લોકો અહીં કેટલોક વખત રોકાશો?"

"આવો સવાલ કેમ પુછવો પડે છે?"

"સહેજ જાણવા સારુ પુછું છું."

"કોઈ કારણ લાગે છે. તમારા જેવો વિવેકી માણુસ અમસ્થો એવી વાત ન પૂછે."

"પ્રદેષ્ટાને ત્યાં એક સામંત આવ્યો છે એની સાથે પચ્ચાસ સૈનિકો છે. અહીં આવ્યા પહેલાં હું તેમને ત્યાં ગયો હતો. એ બન્ને જણા મહારાણી પાસે થોડીવારમાં આવવા જોઈએ." સહેજ વિચારી મંત્રીએ કહ્યું: "અણહિલપુરના રાજકુટુંબનો અંગરક્ષક જણાયો. હું ધારું છું કે અહીંથી અણહિલપુર પહોંચવાનો એક રસ્તો તમારા શત્રુઓએ બંધ કર્યો છે."

"એ બંનેની વાતચીત તમે સાંભળી હશે!"

"હા, સહેજ સાજ – વધારે નહિ."

કૈલાસ ત્યાંથી ઉઠયો ને મજલા પર જવા સીડી ચડવા લાગ્યો.

પ્રકરણ ૧૦ મું : :

## સિન્દુરની લશ્કરી છાવણીમાં

આકાશમાં દૃષ્ટિ ફેંકવાથી અસંખ્ય તારાઓનાં દર્શન થતાં હતાં. પૃથ્વીમાં ચારે બાજુએ ઉદધિરાજની સ્તુતિ થતી હોય એમ લાગતું હતું. એક કુશળ ખારવો ઝડપથી પોતાનું નાવ હંકારતો હતો. નાવમાં પૂજારી અને મેનકા બેઠાં હતાં.

"તેં સિન્દુર જોયું છે, – નહિ?"

"કેમ! – ત્યાં તો હું થોડા મહીના વસી છું."

"એ ગામમાં ચાલુક્ય સૈનિકો અને યુદ્ધનો સરંજામ જોવાથી તને આનંદ થશે. અણહિલવાડ પર પ્રચંડ આક્રમણો કરવાની યોજનાઓ ત્યાંજ ઘડી શકાશે. જમીન અને જળમાર્ગે ત્યાંથી પ્રભાસ સુધી પહોંચી શકાય છે. એના જેવું બીજું એકપણ અનુકુળ સ્થળ આટલામાં મેળવવું કઠિન હતું." મેનકારાણીના મોં પર ઉલ્લાસ ન જોવાથી તેણે તેને પૂછ્યું: "માથું દુઃખે છે?"

"ના."

"બીજું કાંઈ થાય છે?"

"કશું થતું નથી." મનમાં ઉત્પન્ન થયેલો ભાવ છુપાવી તે બોલી: "કિનારો અને ગામ વચ્ચે કેટલુંક અંતર હશે!"

" પાંચેક ગાઉનું."

નાવ કિનારે પહોંચ્યું એ વખતે કિનારે ઉભેલા અનુચરોએ નમન કર્યું. આ જોઈ મેનકારાણીએ અટકળથી માન્યું કે પૂજારીએ સિન્દુરનો સમુદ્રતટ પોતાના અધિકારમાં રાખ્યો છે.

પૂજારીએ અનુચરોને પૂછ્યું: " વાહનની જોગવાઈ કરી છે ?"

" હા, લડાઈ માટે લાવવામાં આવ્યા છે, એમાંથી એક રથને મેં પસંદ કર્યો છે."

કવચથી રક્ષિત જણાતા એક રથમાં તેઓ બેઠાં. એક અનુચરે આગલા ભાગમાં ને બે જણાએ પાછલી બાજુએ સ્થાન લીધાં. આ રીતે ત્રણ સશસ્ત્ર પહેરેગીરો વચ્ચે મેનકા, પૂજારી અને રથનો સારથી રથના આંતરિક ભાગમાં બેઠાં હતાં; જ્યારે પહેરેગીરોએ ઉભા રહેવાની ફરજ પડી હતી. તેમાં વ્યવસ્થા જ એ પ્રકારની હતી.

આગલી બેઠક પર ઉભેલા પહેરેગીરે મશાલ સળગાવી કે તરતજ સારથીએ રથને ઉપાડયો.

શિબિરની હારમાળા, અશ્વારોહીઓની અવર જવર, શસ્ત્ર-સામગ્રીથી ભરેલાં વાહનોની વ્યવસ્થા કરવામાં રોકાઈ રહેલાં માણસો, આસવભરપૂર વાસણોથી ચિક્કાર ભરેલી રેંકડીઓ વગેરે નજરે પડતું હતું. એ પરથી આ સ્થાનનો ખ્યાલ આવતો હતો.

દુર્ગથી સુરક્ષિત બનેલા એક મકાનમાં રથ પ્રવેશ્યો એ ક્ષણે ત્યાં ઉભેલા સૈનિકોએ લશ્કરી ઢબે રથને માન આપ્યું. એ જ કહી આપતું હતું કે રથમાં બેઠેલાંઓ ઉંચા દરજ્જાનાં માણસો છે.

રથ ઉભો રહ્યો; પૂજારી તથા મેનકા તેમાંથી બહાર નીકળી એક ભવ્ય સ્થાનમાં દાખલ થયાં. મોટા ચોગાનની ચારે દિશાએ પથ્થરની ભીંત ચણી તેને ઓરડાના આકારમાં ફેરવી નાખવામાં આવ્યું હોય તેમ જણાતું હતું. પચાસ હાથની લંબાઈ અને તેટલી જ

પહોળાઈવાળા આ ખંડમાં ઉઠવા બેસવાની, જમવાની, સુવાની વગેરે વ્યવસ્થા તરી આવતી હતી. પૂજારીએ વિરામાસનમાં બેસતાં મેનકાને પૂછ્યું : "કશી કસર રહી ગઈ છે?"

"હા."

"કયી ચીજની ખામી લાગે છે?"

"વીણા ને મુરલી કયાંય છે?"

"શું આ સ્થાનને ય નૃત્યાલય બનાવવું છે?"

—બંને એકબીજાનાં મોં સામે જોઈ હસવા લાગ્યાં.

એક દિવસે ભગતશેઠ ત્યાં આવ્યા. પૂજારીએ તેને ઘણું માન આપ્યું.

"મનુભા મળ્યો જ નથી?"

"ના. મારે એનું કામ હતું."

"પૈસા આપવા હશે!"

"કેમ! પેલાં ગાડાં પેટે એના ભાગે આવેલી રકમ હજી મારી પાસે પડી છે તો."

કોની માલિકીનાં—કયી ચીજભરપૂર ગાડાં : આ એક પ્રશ્ન હતો.

"હું સમજતો હતો" ભગતશેઠે અંગરખાના ગજવામાંથી નાનકડી દાબડી કાઢી તેમાંથી તાંબુલનું એક બીડું પૂજારીને, બીજું મેનકાને આપી ત્રીજું પોતાના મોંમાં પધરાવી કહેવા માંડ્યું : "કે સોના-ચાંદીનાં વાસણોથી ભરેલાં ગાડાં લુંટાયાથી શેષકરણ શેઠ આપઘાત કરીને મરશે પણ એવું કશું બન્યું નહિ."

"હવે તમને નથી લાગતું કે એની પાસે અઢળક દોલત—"

"માનવું પડે છે."

"મેં ધાર્યું હતું કે તે અણહિલપુર છોડી જતો રહેશે. બહાર

જઈ રાજાના રાજની નિન્દા કરશે. પણ એના પેટનું પાણી હલ્યું નથી. તેણે યોગ મહારાજની પ્રશંસા સુદ્ધાં પડતી મુકી નથી."

"કોઈ ચિન્તા કરવાની હવે જરૂર જ નથી." ભગત શેઠે ક્ષણભર વિશ્રમી મેનકાના મોં પર દૃષ્ટિ ફેરવી કહ્યું: "તમારું નૃત્યભુવન સળગ્યું હોય એવી ખબર હજી મારા કાને આવી નથી."

પૂજારી વિસ્મયાન્વિત મુખે બોલ્યો: "એમ બને જ નહિ."

"શું બન્યું હશે!" આમ વિચારતી મેનકા કશી અટકળ કરી શકી નહોતી.

પૂજારીએ સ્વસ્થ થઈ મેનકાને પૂછ્યું: "તને શું લાગે છે?"

"મારી બુદ્ધિ રૂંધાઈ છે."

કેટલીક ક્ષણો સુધી પૂજારીએ વિચાર્યું, પછી તે બોલ્યો: "રાજપ્રાસાદમાંથી નાસી આવેલી છોકરીએ મલ્લિકાને ઠાર મારી હશે. એમ બન્યું નહિ હોય તો તેને અવશ્ય કેદ પકડી હશે."

રમતગમતમાં પરોવાયેલી રમણીના માથા પર ઓચિંતો ગદાનો પ્રહાર થવા છતાં ખોપરી બચી જવા પામે એ પ્રસંગે તેના મનની જે સ્થિતિ થવી જોઈએ એજ સ્થિતિ મેનકા અનુભવી રહી છે, એમ જણાતું હતું.

આ પ્રસંગે વિશેષ વાતચીત કરવી ઉચિત નથી, એમ પૂજારીએ માન્યું હતું. ભગત શેઠને પોતાની સાથે લઈ તે ત્યાંથી ઉઠી બહાર જવા માંડ્યો. એ વખતે તેના મોં પરના ભાવનું અવલોકન કરવાની તક મેનકાએ ગુમાવી નહોતી.

મેનકા પ્રત્યે પૂજારીના મનમાં વહેમનો અંશ સુદ્ધાં જન્મ્યો નથી, તેના દરેક કાર્ય પ્રત્યે મેનકા અનહદ શ્રદ્ધા ધરાવે છે એમ જણાયું હતું.

રાતનો ત્રીજો પ્રહર વીતતો હતો. મેનકા એકલવાયી સૂતી હતી. તેને ચેન પડતું નથી, એમ લાગતું હતું. પથારીમાં બેઠી થઈ

એકવાર તે સાવેશ બબડી: "એ આવીને જેવો ઉંઘે તેવી જ હું એની છાતી પર ચડી બેસું!—એમ કર્યા વિના અંતઃકરણની જ્વાલાઓ નહિ શમે!"

રાત્રિએ ચોથા પ્રહરમાં પ્રવેશ કર્યો એ વખતે પૂજારીએ મેનકાની પથારીથી થોડે દૂર પડેલા વિરામાસનમાં આરામ મેળવવો શરૂ કર્યો હતો, તે ક્યારે અહીં આવ્યો તે ખબર રહી નહોતી.

"તમે આવ્યા?"

"હા, હજી હમણાં જ ચાલ્યો આવું છું. ભગત શેઠ ભૃગુપુર ગયા, ત્યાંથી અણહિલપુર જશે."

"એની કનેથી ઘણી બાતમી સાંપડી હશે!"

"હા"

થોડી વારે વિરામાસનમાંથી ઉઠી પોતાની પથારીમાં બેઠો, પૂછ્યું: "હજી આંખ મળી નથી?"

જવાબમાં મેનકા બોલી: "મને ચિન્તા થાય છે, સોલંકી! વિહારમાં મેં કેટલી સામગ્રી એકત્ર કરી હતી! એ બધી ચીજોને રાજાના સૈનિકો ફેંદી નાખશે."

"એ નિર્જીવ વસ્તુઓ મલ્લિકાના જીવથીયે અધિક મૂલ્યવાન છે?"

"શું મને એની લાગણી થતી નહિ હોય!" સંતાપથી બળતી હોય તેમ બોલવા લાગી: "મારી પ્રિય સામગ્રી, મારું મનોહર ભુવન, મારાં માણસો—બધું જ મેં ખોયું, કોના માટે?"

"કીર્તિ માટે."

"એમ!" મનમાં કતરાતી તે બોલી: "મારો સર્વનાશ થયા છતાં તમારી સૃષ્ટિમાં હજી સુધી મેં પ્રકાશ પ્રાપ્ત કર્યો નથી."

"આશા રાખ, શ્રદ્ધા રાખ." પૂજારીએ જુસ્સાથી કહેવા માંડ્યું: "એક દિવસે તેં આપેલા ભોગની કદર અસંખ્ય નર-નારીઓમાં થતી હશે. કવિઓ તારી ગુણપૂજા ગાતા હશેઃ

—'ઉચ્ચ કુટુંબની એક કન્યાએ હજારો સ્ત્રી–પુરુષોને ઢોરઢાંકર અન્ન અને વસ્ત્રાભૂષણોથી શણગારવા માટે નાચવું–ગાવું પસંદ કર્યું હતું, વિલાસ વૈભવનું સમર્પણ કર્યું હતું, જીવનભર કૌમાર્યવૃત્ત પાળ્યું હતું, ધન્ય હો એ વીરબાલાના આત્માના ગૌરવને.'

—સાંભળ્યું ? આ કવિવાણી એક દિવસે ભોજપત્રના પાનામાં લખાશે. કાળ જતાં એ ઇતિહાસ બનશે."

જવાબમાં તે કેટલીયે વાતો કહેવા ઇચ્છતી હોય એમ જણાતું હતું; છતાં એટલું જ બોલી શકી : "જિંદગીભર કૌમાર્યવૃત્ત પાળવું સહેલું સમજો છો, સોલંકી !"

"તારી હિંમત ખૂટી ગઈ છે?"

કઠોર અવાજે પૂછાયેલા પ્રશ્નનો જવાબ તત્કાળ તે આપી શકી નહિ.

"તું ધૈર્ય ખોઈ બેઠી હો તો હમણાં જ મને કહી દે." પૂજારીની કઠોર વાણી લાગણીથી ભીંજાવા માંડી : "અહીં એકત્ર થયેલા સેનાધ્યક્ષોને મારા મોંએથી જતા રહેવાનું કહી દઉં. યુદ્ધ માટે ભેગી કરેલી બધી જ સામગ્રી લુંટાવી દઉં. ભગત શેઠને ખબર પહોંચાડું કે લાખોની રકમ હોમાઈ રહી છે, હવે વ્યર્થ બરબાદી ન કરશો. આપણી સહાયતાના બળે અણહિલવાડનો દ્રોહ કરનારાઓને ચેતવણી મોકલું કે પ્રવૃત્તિઓને આટોપી લો—"

"બસ !" પથારીમાં બેઠી થઈ મેનકા આવેશથી બોલી : "હવે મારે કાંઈ જ સાંભળવું નથી, સોલંકી !"

શ્વાસ રૂંધાઈ જવાથી તે આગળ બોલી શકી નહિ. મનમાં થતું હતું : "આ માણસને ન છેતરું તો સારું."

આંખમાં આવેલાં આંસુ જોઈ પૂજારીએ તેના પ્રત્યે સ્મિત ફેંક્યું, બોલ્યો : "મને તમારા પ્રત્યે શ્રદ્ધા છે, સંતોષ છે."

આ બધું મેનકાએ કબુલ્યું હોય તેમ જણાતું હતું.

પ્રકરણ ૫૧ મું : :

## કિંમતી માહિતી

'સંદેશવાહકોએ રાજસભામાં હાજર રહેવું' આ ફરમાનનો અમલ થયો હતો, ને સભામાં રાજપ્રાસાદનો બુઢ્ઢો દ્વારપાલ પણ એક જગાએ પોતાને કોઈ જોઈ ન શકે એવી રીતે ઉપસ્થિત હતો; છતાં ગુર્જરેશ્વરી અને યુવરાજને સરસ્વતિ નદીના તીરે લઈ જનારા ચાર સંદેશવાહકોમાંથી એક પણ ત્યાં આગળ જણાયો નહોતો. આથી યોગ મહારાજે માન્યું કે તેઓ કોઈ કારસ્થાની મંડળીના સભ્યો હોવા જોઈએ.

કારસ્થાની મંડળીના સુત્રધારો કોણુ કોણુ છે, એ નક્કી કરવું તેને કઠિન બન્યું નહોતું, કેમકે રાજપ્રાસાદની વિશ્વાસુ દાસી–શિલા અદૃશ્ય થતી વખતે પન્ના આગળ બોલી ગઈ હતી: 'મનુ પરમાર ચડાઈ કરવાનો છે. તેની પીઠ પાછળ ચન્દ્રક સોલંકી છે.'

આ ચેતવણી પન્નાને મોંએથી સાંભળ્યા પછી અટકળ પરથી જણાયુ હતું કે કારસ્થાની મંડળીનો પ્રધાન સુત્રધાર ચન્દ્રક સોલંકી હોવો જોઈએ અને મનુ પરમાર તેનું હથિયાર બન્યો હશે. ગુર્જરેશ્વરી અને યુવરાજ આગળ સંદેશવાહકોના વેશમાં આવેલા માણસો પણ આ બે હરામખોરોએ મોકલ્યા હોવા જોઈએ.

મહારાણી અને યુવરાજને બુદ્ધિભરપૂર સંદેશો કહી કોઈની કલ્પના ન પહોંચે એવી રીતે જાળમાં જકડનારા પણ એ જ હરામખોરો હોવા જોઈએ, આ અટકળ પણ વિચારમંથનથી છટકી શકી નહોતી.

ધાડપાડુ કે લુંટારા પકડવા માટે રામના અચૂક નિશાન પેઠે વિજેતા સિદ્ધ થયેલો સોમપુરનો અધ્યક્ષ સુભટ પોતાની તપાસ પદ્ધતિની સુક્ષ્મ ધરી પરથી ગબડવા પામ્યો તે પણ એ હરામખોર મંડળીના પાપે જ.

ભિલ્લો અને ક્ષત્રિયો વચ્ચે વૈમનસ્યની આગ પેદા કરનાર અને એ આગથી અખંડ ચાવડો તથા કાલિભદ્ર ભિલ્લ જેવા સેનાધ્યક્ષોને આવેશાંધ બનાવનાર પણ એ મંડળી જ હોવી જોઈએ.

સેનાધ્યક્ષોને કારાગારની સજા થવા છતાં વર્ગવિગ્રહની જવાળા હજી સુધી દેશભરમાંથી સાવ બુઝાઈ નથી, તેનું કારણ પણ એ મંડળી સિવાય બીજું કોણ હોઈ શકે!

એ મંડળી કેટલા સભ્યોની બની છે, આ ગહન પ્રશ્નનો ઉકેલ શિલાને શોધી ક્ષમા આપવાથી પ્રાપ્ત કરી શકાશે.

પન્નાદ્વારા તપાસ ચલાવતાં જણાયું હતું કે શિલાની કોઇ માસી છે, જેનું નામ ચંદ્રા-એને લાલચ આપવાથી શિલાનો પત્તો મળી શકશે.

એક દિવસે ચંદ્રાના ઘરમાં પહોંચી તેને લાલચ આપવાથી ખબર મળી હતી કે આસવગૃહની સ્વામિની આનંદિનીના આશ્રય તળે પ્રથમ તે સોંપાઈ હતી ને એ પછી તેની મારફત નૃત્યવિહારમાં મોકલાઈ હતી.

આ ખબરને ઓછી કિંમતી મનાય નહિ; કેમકે કારસ્થાનીઓના અડ્ડા જાણવા મળ્યા હતા. કેટલીક વ્યક્તિઓનાં નામ પ્રાપ્ત થયા હતા. કલ્પનાને સ્પર્શી શકે નહિ એવી ગુપ્ત માહિતીઓ આ ખબરના પરિણામે એકત્ર કરી આપી હતી.

"એક ગામ તને ભેટ આપીશ." આ શબ્દો પર ચંદાએ શ્રદ્ધા મુકી નહોત તો પ્રપંચની પ્રતિમાઓ અને તેમના સ્થાનકો પ્રત્યે સંદેહ થવો શક્ય નહોતો.

"લાલચુ માણસથી બની શકે તેટલું દૂર રહેવું કલ્યાણકારી છે." આ કથનની બીજી બાજુ એનાથી ઉલટી ને કથન પણ ઉલટું-કેમકે અહીં લાલચુ માણસની તદ્દન નજીક જવું ઉપયોગી બન્યું છે. કિંમતી માહિતી એની લાલચુ મનોવૃત્તિને આભારી ન ગણાય!

— સાંકળની એ કડી સાધી આપનાર પન્ના ન કહેવાય? કિંમતી માહિતી એના નિખાલસ પ્રયત્નને આભારી ન મનાય!

— પન્ના આગળ શિલાએ પલાયન થતી વખતે ચેતવણી આપી નહોત તો શું આમાંનું કાંઈ પણ પ્રાપ્ત થયું હોત?

— એનું નાસી જવું કલંકરહિત મનાવું જોઈએ. એનું હૃદય ઝેરથી દબાયા છતાં અમૃતવાંચ્છું રહ્યું હોવું જોઈ એ.

એના સદ્‌ગુણો કલ્પી સ્તુતિ કરવા પાછળ સમય વેડફવો અનુચિત માની યોગમહારાજે હાક પાડી: "પન્ના!"

રાજકુમારો સાથે ખેલતી પન્નાએ અગાશીમાં પગ મુકી કહ્યું: "આવી, મહારાજ!"

વિચારગૃહમાં એકલવાયા ટહેલતા રાજાએ આજ્ઞા કરી: "કોઈને કહે, હરિસિંહને મોકલે."

ખંડદ્વાર આગથીજ તે પાછી ફરી.

રાજાનું મન સ્વસ્થ નથી, આ વસ્તુ પન્નાએ કલ્પી લીધી હતી. જેનું કારણ તેણે વિચારવું પડે તેમ નહોતું. રાજકાર્યનો બોજો માથા પરથી એક દિવસ પુરતો ઓછો થયો છે એમ માનતા કર્મચારીઓ તેમના ગૃહ તરફ જતા હતા. રાજાના મનની વ્યગ્રતાએ જ સૂર્યને ફરજ પાડી હશે; એથી જ તે પોતાની કિરણસેનાને સાથે લઈ પૃથ્વી–

મંડળના અન્ય કોઈ સ્થાનમાં તિમિરદળને મહાત કરવા વિદાય થતો હશે એમ પન્નાને જણાયું.

*

"શી આજ્ઞા છે, પ્રભુ! –" વિચારભુવનના દ્વાર આગળ ઉભા રહી હરિસિંહે રાજાને નમન કરી કહ્યું: "ક્યાંય જવાનું છે?"

રાજાએ ગુપ્ત સૈનિકોને અનુસરતા પોતાના પોષાકને અવલોકી કહ્યું: "મેનકારાણીના નૃત્યવિહારમાં આપણે જવું પડશે."

"જી" હરિસિંહે જવાબમાં વિશેષ કાંઈ કહ્યું નહિ.

"આસવ વેચાય છે ત્યાં અને નાચના પ્રયોગો ભજવાય છે એ સ્થાનમાં પાપાચાર થતા હશે." આટલું તેણે મનમાં જ બોલવું પડયું.

"મેં કહ્યું તે સમજ્યા?"

"જી, હા."

"ચાલો."

"ગુપ્તસૈનિકનો આ કોઈ નાયક લાગે છે!" જોતાં જ આવો મત બાંધવો પડે એવો પોષાક રાજાએ પહેર્યો હતો. રાજા અને હરિસિંહ પ્રાસાદમાંથી બહાર નીકળ્યા. દ્વારપાલ પ્રતાપને પ્રશ્ન કર્યો :

"બુઢ્ઢો વારંવાર ગેરહાજર કેમ રહે છે!"

જવાબમાં પ્રતાપ બોલ્યો : "પ્રભુ! હવે એની ઉંમર થવા આવી."

મેનકારાણીના નૃત્યવિહાર આગળ પહોંચ્યા એ વખતે દરવાજા બંધ જણાયા. હરિસિંહે પૂછ્યું: "ઉઘડાવું?"

"હા."

હરિસિંહે દરવાજા ખખડાવવાના ઉદ્દેશથી તેને હડસેલો માર્યો. તેથી તે ઉઘડયા – વાસવામાં આવ્યા નથી એમ માની તેઓ અંદર

દાખલ થયા. ચારે બાજુ નજર ફેરવી નિરાશ થયા. શોધખોળ ચલાવી જોઈ તેમાં પણ સફળતા ન મળી.

"બહાર ચાલો."

રાજા અને હરિસિંહ બહાર નીકળ્યા.

આનંદિનીના આસવગૃહ આગળ આવી ઉભા. દરવાજા પર મોટાં બે તાળાં લાગેલાં જોઈ તેઓ સ્તબ્ધ થયા.

કયી બાબત વિચારવી તેની સુઝ પડતી નહોતી. તર્ક શક્તિ અચેત થઈ હોય એમ જણાતું હતું.

હરિસિંહ મહેલ સુધી સાથે આવ્યો, રાજાની અનુમતિ પ્રાપ્ત થવાથી તે તેમનાથી જુદો પડયો. મહેલમાં આવી બેઠા પછી રાજાએ સ્નાન કરવું આવશ્યક માન્યું.

બીજે દિવસે સૂર્યોદય વખતે રાજકાર્ય થતું હતું તે ભુવન – શાસનગૃહમાં જઈ નિયમ પ્રમાણે બેઠા. મધ્યાન્હે અનુચરે આવી નમન કરી ખબર આપી: "શેષકરણ શેઠ મુલાકાત ઈચ્છે છે."

"ભલે આવે." રાજા બોલ્યા.

શેઠે રાજાની તદ્દન નજીક આસન ખેંચી કહ્યું: "મહારાણીજીના વર્તમાન સમાચારથી અનેક નાગરિકો પ્રસન્ન થયા છે."

"પ્રસન્ન થવાનું કોઈ કારણ છે?" શેઠના કહેવાનો અર્થ પારખી ન શકવાથી અસ્થિર હાલતમાં રાજા બોલ્યો: "મને દિલાસો આપવાની આ રીત કટાક્ષ જેવી લાગે છે."

"વાહ, મહારાજ વાહ" શેષકરણે રાજાજીને વિનોદ કરતા માની હસીને બોલવા માંડયું: "આ પ્રસંગે આપ અમારી જોડે મજાક ન કરો? – શામાટે નહિ?"

આ સાંભળી રાજા સ્તબ્ધ થયો હતો.

અનુચરે પ્રણામ કરી કહ્યું: "ભગવાન! નગરમંત્રી, ભગત શેઠ, શાસનમંત્રી અને પંડિતજી આપની મુલાકાત ઇચ્છે છે."

"એક સાથે?" મનમાં વિચારી બોલ્યા: "ભલે આવે."

રાજા-પ્રજાની દૃષ્ટિએ જવાબદાર મનાતો એક મહાનાગરીક મરજી પડે તેમ બબડે છે. એની મદદે એટલા જ પ્રતિષ્ઠિત બીજા ચાર અગ્રણીઓ આવી પહોંચ્યા કે શું?

— રાજા મુંઝાયો હતો, કેમકે શેષકરણ શેઠ બોલ્યા હતા એ મતલબને અનુસરનારા શબ્દો આ ચાર જણાએ પોતપોતાની આવડત પ્રમાણે અનુક્રમે ઉચ્ચાર્યા હતા.

મહારાણીના ભક્તિભાવ વર્ણવતાં પંડિતજીએ એમની પ્રશંસા કરવા માંડી ત્યારે જ રાજાજીએ તેમના આગમન અને કથન પારખ્યાં. એ જ ક્ષણે એના મોં પરની ગ્લાનિ અદૃશ્ય થઈ હતી. હર્ષાવેશમાં તેમણે પાંચેય જણાને ઉદ્દેશી કહ્યું: "ખરી વાત એ છે કે હમણાં સુધી મને જ આ આનંદદાયક સમાચાર પ્રાપ્ત થયા નહોતા."

રાજાજીએ મજાક કરી નહોતી, એમ હવે જ શેષકરણ શેઠે માનવું પડ્યું.

"કુદરતની ગતિને કોઈ પામી શકયું નથી."

"પુન્યાત્માઓને ભગવાન હમેશાં રાજી રાખે છે."

"રજપુતો નાહકના ભિલ્લો પર ઉશ્કેરાયા હતા."

"મહારાણી અને યુવરાજ તિર્થધામ પ્રભાસમાં છે, એવી ખબર રજપુતોને પડી છે."

"હવે એક પક્ષના હૃદયમાંથી દ્વેષ નીકળી જશે."

આટલા મુદ્દાઓ પર વાર્તાલાપ થયા પછી રાજાજીએ પુનઃ એકાંત પ્રાપ્ત કર્યું. મનમાં થયું:

"ચંદાએ આપી હતી તે અને પંચ યોગ્ય અગ્રણીઓને મોંએથી સાંભળી તે બંને માહિતીઓ કિંમતી છે."

## પ્રકરણ ૧૨ મું : :

### આજ્ઞાપત્ર

"શું બ્રાહ્મણો જ લાડુ ખાઈ જાણે છે ?" એક જણે કાકાની પતરાળી પ્રત્યે બીજા જમનારનું લક્ષ ખેંચ્યું, હસીને કહ્યું: "બીજાઓમાં એ શક્તિ નથી ?"

"ના કહેનાર આવે કાકાની સામે." વિનોદી જુવાને કાકા તરફ મોં ફેરવી બોલવા માંડયું : "કેમ કાકા ! – સ્પર્ધા કરવામાં આવે તો કોણ જીતે બ્રાહ્મણ કે અબ્રાહ્મણ ?"

કાકાએ અગિયારમો લાડુ પોતાના મોંમાં પધરાવી કહ્યું : "દિકરા ! આજની ઉજાણી તને આભારી છે. મદિરા–ઘરમાં જેટલા તુક્કા તેં ફેંકયા હતા તે બધાય તીર નિવડયા છે, સમજ્યો !"

એક જણ બોલ્યો : "કેવાં તીર–ખબર છે ! અહીંના અગ્રણીથી માંડી રાજાજીના કાનના પરદા સુધી પહોંચી વળ્યાં !"

પ્રચાર સફળ નિવડયાથી અધ્યક્ષ મહાનુભાવે પોતાના માણસોને ઉજાણી આપી હતી. વિનોદભરપૂર વાર્તાલાપ સાથે ભોજન કાર્ય પુરું થતું હતું એ વખતે ગણેશમંદિરમાં ગજાનનની પ્રતિમા આગળ અધ્યક્ષ

મહાનુભાવ સ્તુતિગ્રસ્ત બેઠા હતા. કોઈ પારખી ન શકે એવી વેદના અનુભવતા હતા.

'મહારાજ! શેષકરણનાં મૂલ્યવાન ગાડાં લૂંટનારને પકડવા હું અશક્ત છું' – 'ન્યાય દેવતા! હું અબુધ જાણુતો નથી કે મને શી શિક્ષા થવી જોઈએ; છતાં પ્રાર્થું છું કે મને શિક્ષા કરો.' 'રેણુ! ઓ વનવાસિની! તારા સ્નેહાળ હૃદયમાંથી મને સાવ દૂર ન કરીશ.'

'મારું ભવિષ્ય કોઈએ ભાખ્યું નથી. હું એક સત્યની પ્રતિક્ષા કરું છું. મારા હૃદયમંદિરમાં જે મૂર્તિએ સ્થાન પ્રાપ્ત કર્યું છે તે ક્યારે સુખી થાય! તે ક્યારે એમ માને કે સોમપુરના અધ્યક્ષનું અંતઃકરણ નિર્મળ છે!'

ઉજાણીની આનંદભરી વાતચીત એના કાનમાં પહોંચી હશે કે કેમ તે તો તે જાણે!

'દાદીમા! તમારી આગળ આવી આંસુ પાડું? શું તમારું હૈયું દ્રવી ન ઉઠે? – સુભટ્ટ જેવો નરશાર્દુલ બાળક પેઠે રડે છે શા માટે, આમ કોઈ દયા ન ખાય મારી! – ના, ના! હું દયાવાંચ્છુ નથી.'

ઉજાણી સમયે મનમાં પ્રસન્નતા પ્રસરવી જોઈએ. મોં પર ગૌરવ ઝબકવું જોઈએ. જિવ્હા મૂકત બનવી જોઈએ.

*

મંદિરના દ્વારમાં બે જણા પ્રવેશ્યા. શ્રીધરની સાથે રાજ્યના આજ્ઞાવાહકને જોઈ સુભટ્ટ ચોંક્યો, શ્રીધરને ઉદ્દેશી બોલ્યો : "કેમ શી ખબર છે?"

"દાદીમા રોજ આપને ઝંખે છે." શ્રીધરે કહ્યું : "આ સમય અગાઉ હું અહીં આવી ગયો હતો. આ વખતે આપ મળશો એવી આશા મને નહોતી."

"લો" આજ્ઞાવાહકે સુભટ્ટ તરફ આજ્ઞાપત્ર ધર્યું, બોલ્યો :

"આપનો મેળાપ અહીં પણ થયો ન હોત તો ઢંઢેરો પીટાવી આપને જણાવવામાં આવત."

ગુંચળું વળેલું ભોજપત્ર ઉઘાડી તેમાંના લખાણ પ્રત્યે સુભટ્ટે નજર ફેરવી લીધી.

"હું રજા લઈશ." બોલી આજ્ઞાવાહકે જવા માંડયું, એ પહેલાં કહેતો ગયો : "અવિવેક જણાયો હોય તો ક્ષમા યાચું છું."

"આજ્ઞા પહોંચાડવાનું કામ અવિવેક ન કહેવાય. જાઓ, ભાઈ! મને જરાય માઠું લાગ્યું નથી."

મંદિર બહાર જઈ આજ્ઞાવાહક પોતાના અશ્વ પર આરૂઢ થયો. એ સ્થિતિમાં ત્યાંથી જ તેણે અધ્યક્ષ મહાનુભાવને નમસ્કાર કર્યા. જવાબમાં સુભટ્ટે મોં પર સ્મિત લાવી માથું હલાવ્યું, જે પામી જવાથી ઘોડેસ્વારે પોતાના ઘોડાની લગામ પકડી.

ખરો અપરાધી હાથમાં ન આવે ત્યાં સુધી અણહિલપુરમાં પ્રવેશ ન કરવો, આ તેની દૃઢ ઈચ્છા હતી. તેણે સોમપુરમાં મુકામ રાખ્યો હોત તો તેથી તેની ઇચ્છાને કશો જ બાધ આવે તેમ નહોતો. છતાં ત્યાં રહીને પોતાનું કામ કરવામાં તેને શી અડચણ હતી કે જેથી ગણેશ મંદિરમાં તેણે મુકામ કર્યો?

આવા પ્રશ્નો સામે આવીને ઉભા રહે તે વખતે જવાબ શો આપવો?

સોમપુર તો ઘર કહેવાય. ઘરમાં ભરાઈ રહેવાથી માણસની બુદ્ધિ જડ બને, કર્તવ્યની શકિત કરમાવા માંડે ને તે પોતાના બાલ્યકાળના મિત્રો, સગાં સ્નેહીઓ વચ્ચે વસવાથી સંકુચિત મનોદશામાં ડુબતો રહે.

આવો ખુલાસાવાર જવાબ આપી શકાય. પણ એ સ્થિતિ

હવે ક્યાં રહી ? કેમકે ન્યાયાશ્રય મહારાજની આજ્ઞાની અવગણના થઈ શકે નહિ. આ મહીનાની અમાવાસ્યા પહેલાં એમની સન્મુખ હાજર થવા તેણે આ સ્થાન પણ તજવું જોઈએ. એમ વિચારી આવેશમાં તે બોલ્યો :

" આજે કયી તિથિ છે ? "

" બારસ. "

" આવતી કાલે તેરસ, પરમ દિવસે ચૌદસ ને તે પછીનો દિવસ અમાવાસ્યાનો. "

રક્ષકદલના સૈનિકો ક્યારના પ્રભાતકર્મથી પરવારી અહીં ઉપસ્થિત થયા હતા. તેમને ઉદ્દેશી સુભટ બોલ્યો : " એ દિવસની મુદતમાં મનુ પરમારને પકડવાની હામ ભીડે છે કોઈ? "

પંદર સૈનિકોમાંથી એકના મોંમાંથી જીભ બહાર નીકળી શકી નહિ.

' આવ બેસ, ઉંઘ પામ્યો નહિ હો, આરામ કરવો છે !' આમાંનું કાંઈ જ ન કહેતાં અધ્યક્ષ મહાનુભાવે રક્ષકદળના સૈનિકો આગળ મનુ પરમારને પકડવાનું બીડું મૂક્યું. એ પરમારે ધાડલુંટનાં કેવાંક સાહસ ખેડી આ લોકોનાં હાંજા ગગડાવી મૂક્યા છે કે જેથી મહાનુભાવ જેવા સમર્થ પુરુષે બીડું મૂકવાની ફરજ પડી ને સૈનિકોએ ચુપચાપ બેસી રહેવામાં ડહાપણ માન્યું !

આ પ્રમાણે પોતાના મનમાં ઉત્પન્ન થયેલો ઉભરો મનમાં જ શમાવવાનો યત્ન કરતો શ્રીધર ડઘાઈ ગયેલા દાસ પેઠે અવાક્ ઉભો હતો.

સૈનિકોને મૂઢ બની ઉભા રહેલા જોઈ સુભટના મનમાં ક્ષણભર રોષની લાગણી ભભુકી હતી, પણ તત્કાળ તેને પોતાની ભુલ સમજાતાં તેનો રોષ હાસ્યમાં પરિવર્ત્યો.

તરવાનો અભ્યાસ ધરાવતા નથી; એવા માણસો પાણીમાં પડેલી ચીજને બહાર ખેંચી લાવશે, એવી આશા રાખવામાં પોતે કેટલો ઉતાવળો થયો હતો, એ વિચાર આવવાથી સુભટ્ટે પોતાના સૈનિકોને ઉદ્દેશી કહ્યું : " તમારી આગળ જે માણસને પકડવાની વાત મેં કહી તે માણસને પકડવાનું કામ કોઈ ગુપ્તચર્યાચાર્યથી થઈ શકે તેવું છે, આ વિષયનો અભ્યાસ કરવાની તક મને ભુતકાળમાં પ્રાપ્ત થઈ હતી; છતાં તે વિદ્યામાં હું નિષ્ણાત નિવડયો નથી. સામાન્ય પ્રકારના ધાડપાડુ, ચોર, લુંટારા પકડતાં પણ જુદી જુદી શકિત અજમાવવી પડે છે, જે શકિતઓ તમે લોકોએ કેળવી છે. તમારામાં કેટલાક પ્રખર પ્રચારકો છે, એ હું જાણું છું. પણ મનુ પરમાર અને તેની મંડળીના સભાસદોને હું કહી ગયો તે પ્રકારના માની લેવા એ ડહાપણ નથી, આ બાબતનો અનુભવ નૃત્યવિહારે આપણને આપ્યો છે."

એક સૈનિકે નરમાશથી પૂછ્યું : "મહારાજના આજ્ઞાપત્રનો અમલ કરવાની ઇચ્છા નથી ?"

જવાબમાં સુભટ્ટે આજ્ઞાપત્રની વિગત સમજાવી કહ્યું : "જો હું અમાવાસ્યાની મુદત સુધીમાં ન્યાયાશ્રય મહારાજ સમક્ષ હાજર ન થાઉં તો અજામીલ અને જંબુક નિર્દોષ છૂટી જાય અને મારી મિલ્કતનો અમુક ભાગ નિર્દોષ છૂટેલા બાપદિકરાને બદલા તરીકે અપાય, મને પદચ્યુત કરવામાં આવે."

"ત્યારે તો આપે પાટણ જવું પડશે –"

"ના, હું પાટણના દરવાજામાં પગ મુકવાનો નથી." સુભટ્ટે પોતાનો નિર્ણય જણાવ્યો : "બે દિવસમાં સિદ્ધિ પ્રાપ્ત થાય તો જુદી વાત છે; પણ એવો કોઈ સંભવ મને જણાતો નથી."

હમણાં સુધી ડઘાયેલી હાલતમાં મૌન ઉભેલો શ્રીધર બોલ્યો :

"મારી સલાહ માનશો ? – સહુ સોમપુર તરફ ચાલો."

"તું એકલો જા." સુભદ્ર બોલ્યો: "દાદીમાને કહેજે કે ભગવાનની ઇચ્છા આગળ માણુસે લાચાર બનવું પડે છે."

"અહીં જ રહેવું છે ?"

"મારે લાયક બીજી જગા તો મળવી જોઈએ ?"

"સોમપુરમાં કેટલી જમીન ઉજ્જડ પડી છે ! એકાદ ટુકડો પસંદ કરી લો ને આપના મનને રુચે એવી જગા ચણાવવા માંડો."

શ્રીધરના મોંમાંથી કટાક્ષ ભરપૂર વાકયો નીકળ્યાં છે, તેનું જ્ઞાન તેને પોતાને ય નહિ હોય, એમ માની સુભદ્ર અવાક્ હસ્યો.

## પ્રકરણ ૧૩ : :

### સોનૈયા જેવી યુકિત અને મેનકારાણી

કિનારે ઉભા રહી ઘણીવાર સુધી રાહ જોયા છતાં ભગત શેઠનું નાવ દેખાયું નહોતું. પૂજારી અને મેનકાની સાથે ચાર લડાયક પુરુષો કિનારે હાજર રહ્યા હતા; આથી મેનકાએ પૂજારીને કાંઈ પણ પૂછ્યું નહોતું.

લડાયક પુરુષોનાં પહેરવેશ, હલનચલન અને વાતચીત કરવાની રીતભાત પરથી જણાતું હતું કે તેઓ ઉંચા દરજ્જાના માણસો હોવા જોઈએ. એ ચારમાં જેનું નામ સિદ્ધ હતું, તેણે પૂજારીને ઉદ્દેશી પ્રશ્ન કર્યો: " આપણી આખી યોજના એમના લક્ષ બહાર તો નથી ને?"

આ સંદેહથી સહેજ ચિડાઈ પૂજારીએ જવાબ આપ્યો : "આવી નિરર્થક શંકાને ફરીવાર સ્થાનજ ન આપશો." ગંભીર થઈ પૂછ્યું: "કેટલી રકમ મળે તો સામગ્રીની કચાશ રહેવા ન પામે ?"

" હજી પાંચ લાખની જરૂર પડશે."

" શસ્ત્ર સરંજામ ઉપરાંત બાકીનાં સાધનો તો પુરતાં છે ને?"

" એ સાધનોની તમારે જરાય ચિન્તા રાખવી નહિ."

આટલી વાતચીત દરમ્યાન તેઓએ આજુબાજુ ચારે કોર નિરીક્ષણ કર્યું હતું. સિદ્ધે એક વખત મેનકાના મુખારવિંદની સમીક્ષા કરવાની તક સુદ્ધાં મેળવી હતી. બાકીના ત્રણેય પુરુષો થોડી થોડી ક્ષણોના અંતરે મેનકાના રુપરંગ પ્રત્યે આડકતરી રીતે નજર ફેરવ્યે જતા હતા.

સિદ્ધનો દરજ્જો વિચારવાનો પ્રશ્ન હવે મુંઝવણ વગરનો બન્યો હતો. પુજારી પક્ષનો તે યુદ્ધમંત્રી છે, એમ મેનકાએ દઢતાથી માની લીધું.

જે દિવસે નાવ આવવાનું હતું તે દિવસ નકામો રાહ જોવા પાછળ ગયો હતો. બીજા દિવસની ઉગતી સવારમાં નાવ કિનારે આવ્યું, એ વખતે કિનારા પર કોઈ જ હાજર રહી શકયું નહોતું. આથી ભગત શેઠે પોતાના બે વિશ્વાસુ કર્મચારીઓ સાથે સગરામ ભાડે ઠરાવી પૂજારીના કોટ આગળ આવવું પડયું.

સગરામ હાંકનારે શેઠને પૂછ્યું: "કોટમાં કોને ત્યાં–"

તેને બોલતો અટકાવી શેઠે જવાબ આપ્યો: "વ્યુહ નિયામક–ચાલુકય વીર–ચન્દ્રકરાજ સિવાય બીજું છે કોણ ?"

પ્રશ્નાત્મક જવાબ સાંભળી સગરામવાળો બોલ્યો : "કહે છે કે સિન્દુરની અધિષ્ટાત્રી પણ એમના કોટમાં જ ઉતરી છે."

"એમ કે ?"

"જી, હા." તેણે બીજો પ્રશ્ન પૂછયો: "આપ કયાંથી આવો છો ?"

જવાબમાં ભગત શેઠે ગામનું કલ્પિત નામ આપ્યું: "અમૃત ગઢથી."

"આપનું નામ ?"

"સૂર્યનારાયણ વૈશ્ય."

"વૈશ્ય–વેપારી–વાણિયા ?" જિજ્ઞાસા દર્શાવતાં બોલ્યોઃ "શું વેચવા આવ્યા છો ?"

"ત્રિશૂળ, સાંગ, ભાલાં, બરછી, ધનુષ્યબાણુ, ખડગ વગેરે વગેરે."

"તમારી સાથે એમાંનું કાંઈ જ દેખાતું કેમ નથી ?"

"એ બધું ક્યારનું અહીંના શસ્ત્રભંડારમાં ખડકાઈ ગયું છે."

"ત્યારે કહોને કે ઉઘરાણીએ આવ્યા છો !" શેઠના એ માણસોના ખોળામાં દેખાતી કોથળી પ્રત્યે અંગુલી નિર્દેશી પૂછ્યું : "આમાં શું છે ?"

"મોજડી."

"એમ !– વાહ, ભાઈ! આપ તો હથિયારો ઉપરાંત મોજડીનોય વેપાર કરતા લાગો છો !" સગરામના સાથીએ રસ્તો કાપવા માટે વાતચીતનો આશ્રય પ્રાપ્ત થયાથી આનંદ અનુભવતાં કહ્યુંઃ "ધનભાગ્ય ચાલુક્યવીરનાં કે આપ જેવો મોટો વેપારી એમને ત્યાં પધારે છે."

આ બધી વાતો ભગત શેઠે પૂજારીને મળતાંવેંત હસીને કહી. તેનો ખુલાસો આપતાં પૂજારી બોલ્યોઃ "એ સગરામ–સારથી અહીંના ગુપ્તચર વિભાગનો માણસ છે. તટપ્રદેશની ગુપ્તચર્યા કરવાનું જોખમ તેણે સ્વીકાર્યું છે."

"એમ કે !" ભગત શેઠે પોતાના માણસોએ સંભાળી રાખેલી કોથળીઓ પ્રત્યે પૂજારીનું લક્ષ ખેંચ્યુંઃ "આ લઈ લો."

આઠેક હાથના અંતરે પડેલા વિરામાસનમાં સુતેલી મેનકા આગળ દસેય કોથળી મુકાવી પૂજારીએ ભગત શેઠનો આભાર માન્યોઃ "આપ તરફથી આજસુધીમાં વીસ લાખ સોનૈયા મળી ચૂક્યા છે."

પ્રવાસનો થાક ઉતારવા ભગત શેઠ અને તેના માણસોએ વિશેષ વાર્તાલાપ ન કરતાં સૂર્યોદય થતાં સુધી વિશ્રાંતિ મેળવવાનું આવશ્યક માન્યું.

તેઓ ઉંઘતા હતા એ વખતે પૂજારીએ મેનકાને ઉદ્દેશી કહ્યું : "રાણી ! એક કોથળી ઉઘાડી સોનૈયા ગણો જોઉં."

મેનકાએ બરછીની ઘોંચે કોથળીનું મોં ચીરી નાખ્યું. ઉપરનું ઘાસ હટાવી તેમાં નજર ફેરવી તે ખડખડ હસવા લાગી. તેમાંથી એક મોજડી કાઢી તેણે પૂજારીનું લક્ષ ખેંચ્યું, બોલી : "આ મોજડીના તળામાં સોનૈયા છુપાવ્યા લાગે છે. કેટલા માણસોએ આ કામ પાછળ મહેનત લીધી હશે !"

ચલણી સિક્કાઓને લુંટથી સુરક્ષિત રાખનારા અનેકવિધ ઉપાયો આ સમય અગાઉ અમુક પ્રસંગો વખતે તેઓએ જોયા–અનુભવ્યા હોય એમ લાગતું હતું. એથી જ તેઓ ચોંકયા કે વિસ્મય પામ્યા નહિ હોય !

મેનકાએ એક મોજડી ઉતરડી કે તરત તેમાંથી કેટલાક સિક્કા સરી પડયા.

*

ભોજનથી નિવૃત્ત થઈ ભગત શેઠે મેનકાના મસ્તક પરની કેશરાશિ તરફ દૃષ્ટિ ફેરવી તેને ઉદ્દેશી કહ્યું : "એક અગત્યની ખબર આપું તેનો બદલો તમારે આપવો પડશે."

જવાબમાં મેનકાએ સ્મિત કર્યું, ભગત શેઠે વિનોદ કર્યો હતો એમ સમજી ને.

પૂજારીને ઉદ્દેશી તે બોલ્યો : "મહારાણી અને યુવરાજ સોમનાથ પાટણમાં છે. હું ધારું છું કે તેઓ ત્રણ – ચાર દિવસ પછી અણહિલપુર આવવા નીકળશે. આપણે એક કામ કરીએ તો ?"

"શું ?"

"જાણે જુઓ અણહિલપુર અને સોમનાથ પાટણ વચ્ચે ભૂમિ માર્ગ છે."

"હા, છે."

"એ માર્ગને રોકવા સારુ અહીંથી સાઠેક ઘોડેસ્વારોને મોકલી આપીએ તો કેમ !"

પૂજારીએ કહ્યું : "એ માર્ગે થઈને હું ઘણીવાર અણહિલપુર આવ્યો – ગયો છું. પ્રભાસથી અણહિલપુર જવાનો રસ્તો શરુ થાય છે ત્યાંથી બાર ગાઉ મૂકયા પછી ગીચ ઝાડીઓથી ભરેલો એક – દોઢ ગાઉનો વિસ્તાર આવે છે જ્યાંથી બે રસ્તા ફૂટે છે. એક આવે છે અહીં સિન્દુર અને બીજો જાય છે અણહિલપુર."

"તમારા કહેવાનો આશય હું સમજ્યો છું. આપણી ઘોડેસ્વાર ટુકડીને ત્યાંજ મૂકવી જોઈએ કે જેથી સમય સંજોગ બદલતાં તેમને છટકવું સરળ થઈ પડે."

દોઢ ગાઉનો એ વિસ્તાર જ એવો હતો કે જ્યાં આગળથી યાત્રિકોએ ફરજીઆત પસાર થવું પડતું. આથી ઘોડેસ્વાર ટુકડી છુપી રહી શકે નહિ અને યાત્રિકો ભય પામ્યા વિના તેમજ ભયને પ્રસાર્યા વિના રહે નહિ.

–આ મુંઝવણ પૂજારીએ ભગત શેઠને સમજાવી.

શેઠ બોલ્યા : "રસ્તામાં ઘોડેસ્વારો ફરે છે – લુંટ કરવા ઇચ્છતા હશે, આ વાત યુવરાજના કાને પહોંચવાનો સંભવ ખરો, પણ એ બાબત મેં જુદી રીતે વિચારી એક યુકિત ગોઠવી છે."

પોતે ગોઠવેલી યુક્તિની વિગત તેણે કહેવા માંડી : "અણહિલપુર પહોંચતાં વેંત રાજાના કાને આ ભયની વાત મારે નાખવી.

યુવરાજ અને મહારાણીના રક્ષણુ માટે લશ્કરી ટુકડી મોકલવાની સલાહ પણુ મારે જ એમને આપવી."

આશય પારખી પૂજારી હસીને બોલ્યો: "કહો કે આ યુક્તિ અજમાવી તમે રાજા આગળ તમારી પ્રતિષ્ટા છે, તેમાં વધારો કરવા ઈચ્છો છો! બસ આટલા માટે જ રસ્તો બંધ કરવો છે ને! ચિન્તા નહિ. હવે હું એ યુક્તિ અજમાવતાં ઢીલ થવા નહિ દઉં."

સોનૈયા જેવી જ યુક્તિની વિગત સાંભળી મેનકારાણી કંપી કયા કારણે તેમની વચ્ચે એક શબ્દ બોલવાની હિંમત પોતે કરી શકી નહોતી એ તેને સમજાતું નહોતું.

રાજાની બાજુમાં બેસી તેનું નિકંદન કાઢનારા સ્વાર્થાંધ અને અધમ પુરુષો ધ્રૂજી ઉઠે એવાં કારસ્થાન કરનાર ભગત શેઠની મનોદશાને હવે તેણે સંપૂર્ણ પારખી. રાજા, રાણી કે તેમના રાજરાષ્ટ્રને કયી આપત્તિ વચ્ચે ઘેરાવું પડશે, તે વિચાર તેના મનમાં વિશેષ બળ જમાવી શકયો નહિ.

"આ કારસ્થાન યુવરાજનો પ્રાણુ લેનારું નિવડશે?" અંતઃકરણુના ઉંડાણુમાં ભીતિ ભભુકી ઉઠી.

યુદ્ધમંત્રી સિદ્ધના શિબિરમાં જવાનું કહી ગયેલો પૂજારી એક ઘટિકા વીત્યા છતાં પાછો ફર્યો નહોતો. તેના પુનરાગમનની તેણે પ્રતિક્ષા કરવા માંડી હતી.

"એ આવે કે તત્કાળ એની છાતીમાં બરછી ઘોંચી પુરો કરી દઈશ." જુસ્સાથી બબડતી તે કોટગૃહના વિશાળ ખંડમાં નાગણુ પેઠે આંટા મારી રહી હતી.

ગઈ કાલની ઉષા ઉગતાં વેંત ભગત શેઠ સિન્દુરમાં આવ્યા

હતા ને સંધ્યા શરુ થતાં વેંત દરિયા કિનારે પહોંચી નાવમાં બેસી અહીંથી રવાના થયા હતા.

વાયુ વેગે પ્રભાસને માર્ગે પહોંચી શકે એવા અશ્વો તથા નિષ્ણાત સ્વારી કરનારા સૈનિકોને મોકલવાની વ્યવસ્થા કરવા સારુ જ પૂજારી સિદ્ધના શિબિરમાં ગયો હશે, આ કલ્પવું મુશ્કેલ નહોતું.

ક્ષણો વીતવા માંડી તેમ તેમ તેના મનમાંનો જુસ્સો શમવા માંડ્યો.

દરવાજામાં પ્રવેશતા પૂજારીના મોં પર અભિમાનની શાન્ત રેખાઓ પ્રસરતી જોઈ તેણે પોતાના હાથમાં પકડી રાખેલી બરછી ધીમેથી એક બાજુએ ફેંકી દીધી.

"મને પાછા ફરતાં વાર લાગી,–નહિ ?"

"બહુ વાર થઈ."

"અહીં તને સહુ રાણી તરીકે ઓળખે છે, એ તું પણ જાણે છે?"

"મને ખબર છે." હસવું રોકી શકી નહિ, બોલી: "એમ પૂછી શું કહેવા ઈચ્છો છો ?" હસવું રોકી કહેવા લાગી: "જાણે જુઓને! વિક્રમરાજ, દેવરાજ, ધર્મરાજ, કર્ણરાજ, કૃષ્ણરાજ, સિદ્ધરાજ આવાં નામધારી પુરુષો રાજા તરીકે ક્યાંય પોતાને ઓળખાવી શકે, ને, રંભારાણી, ચંદારાણી, પ્રેમરાણી, રૂપરાણી આવાં નામધારી સ્ત્રીઓ ક્યાંક રાણી તરીકે ઓળખાતી હોય છે એ રીતે હું યે ઓળખાતી રહું તેમાં આશ્ચર્ય કે અવાસ્તવ નથી."

પૂજારીએ સ્મિત કરી મૌન સેવ્યું. તેના મોં પર ગંભીરતા પ્રસરેલી જોતાં જ તે બોલી: "શું વિચાર કરો છો ?"

"થોડા દિવસમાં રાજસત્તાની સ્થાપના જાહેર કરવાની છે

મયૂરાસન ઘડાઈને આવ્યું છે. એ સ્થાનને શોભાવી શકે એવી વ્યક્તિની શોધ કરું છું."

"કેવી હોવી જોઈએ તે વ્યક્તિ ?"

"પ્રતિભાશાળી."

"એટલે ?"

"તમામ સેનાધ્યક્ષોના મન પર સત્તા સ્થાપી શકે એવી પ્રતિભા મને જોઈએ."

આ સાંભળી તે કાંઈપણ બોલી નહિ. ક્ષણભર મોં નીચું રાખી ઉભી થઈ. ક્ષણાંતે ત્યાંથી ચાલી વિરામાસનમાં ગંભીર બની બેસી ગઈ.

પ્રકરણ ૧૪ મું : :

## યુદ્ધનાં આવાહન અને તૈયારી

'અગાઉ ક્યારેક મહારાણીએ માનતા કરી હતી તે પુરી કરવા સારુ કોઈને પણ જણાવ્યા વિના યુવરાજને સાથે લઈ તેઓ તિર્થધામ પ્રભાસમાં પહોંચ્યાં ને યજ્ઞકાર્યની પૂર્ણાહુતિ વખતે એમણે ગુપ્ત માનતાની વિગત પ્રકટ કરી છે.'

—આટલી વાતો યોગ મહારાજના કાને આવી હતી; એથી એમને વિસ્મય થયું નહોતું. કેમકે એ સમયે તથા તેની પહેલાના કાળમાં ગુપ્તદાન પેઠે ગુપ્ત માનતાઓ કરવાની પ્રણાલિકાનું મહત્વ લેખાતું હતું.

ન્યાયાલયમાં એકાદ ઘટિકા વિરાજમાન રહી વિરામાલયમાં આવી બેઠા હતા. એમના મનોહર આસનની એક બાજુએ ભીંતમાં સરોવરનું ચિત્ર હતું; વિરામભવનની બહાર ઉભા રહી પહેલીજ વાર તેને જુએ તો જોનારની આંખો છેતરાયા વિના ન રહે, એવું.

તેને નિહાળવાથી મહારાજના મનનો થાક ઓછો થતો હતો. વિરામ પ્રાપ્ત કરવા સારુ કેટલી યે વાર આવી વસ્તુઓનો આશ્રય એમણે લીધો હશે.

દ્વારપાળે ઉંબરમાં આવી નમન કર્યું, એ વખતે જ એમનું લક્ષ ચિત્ર પરથી ખસ્યું, બોલ્યા: "કહે, જે કહેવું હોય તે"

"ભગત શેઠ મેળાપ ઇચ્છે છે."

"ભલે આવે."

દ્વારપાલે પોતાનું મોં રાજા તરફ રાખી પાછળ હટવા માંડ્યું ને એજ સ્થિતિમાં વિરામાલયના ખંડની બહાર તે નીકળી ગયો.

અણુહિલવાડ અને બીજા રાષ્ટ્રોમાં મોજડીના કારખાના ધરાવનાર આ ધનાઢ્ય વેપારીનું નામ જાણીતું હતું. અહીંના ધનપતિ શેષકરણની પ્રતિસ્પર્ધા કરી શકે તેવો આ વેપારી મનાતો હતો. એની પ્રતિષ્ઠા રાજા આગળ શેષકરણથી ઓછી નહોતી.

નમનવિધિથી મુકત થઈ બેઠા પછી ભગત શેઠે રાજા આગળ અગત્યની એક બાતમી કહી સંભળાવી, જે કહેતી વખતે તેના મોં પરથી ભયવાદળી પસાર થઈ હતી. સાંભળતો વખતે મહારાજ ક્ષણભર ચિત્રવત્ રહ્યા હતા.

ક્ષણાંતે બોલ્યા હતા: "દુશ્મનનો ગુપ્તચર વિભાગ મજબુત છે એમ માનવું જોઈએ."

સહેજવાર મૌન રહી પૂછ્યું: "માર્ગ રોકી બેઠેલા માણસોની સંખ્યા કેટલી હશે?"

"તેઓ સાઠેકની સંખ્યામાં હોવા જોઈએ."

"આ માહિતી પહોંચાડવામાં તમે વિલંબ ન કર્યો, એ જોઈ મને આનંદ થાય છે." મહારાજે પ્રસન્નચિત્તે કહ્યું: "દલનાયક હરિસિંહને પચાસ અશ્વારોહી સૈનિકો સાથે પ્રભાસ મોકલવાની વ્યવસ્થા કરું છું."

"પવનવેગી અશ્વોનો ઉપયોગ થવો જોઈએ."

"એમજ તો."

મોં પર સંતોષ પ્રકટ કરતો ભગત શેઠ વિદાય થયો કે તરતજ મહારાજે અનુચરને હાક મારી બોલાવ્યો.

" આજ્ઞા કરો. પ્રભુ ! "

" દલનાયક હરિસિંહને સત્વર મોકલ. "

અનુચર ગયા પછી રાજા બેઠો થયો. પોતાનાં 'રાણી અને રાજકુમાર ભયમાં છે' બાતમી પર વિચારવા લાગ્યો : " આક્રમણનું પહેલું પગલું નહિ તો બીજું શું ? યુદ્ધનું આવાહન છે આ. "

તેણે ઉભા થઈ ટહેલવા માંડયું. વિચારોનો અંત આવ્યો નહોતો.

મસ્તક નમાવી હરિસિંહે કહ્યું : " મહારાજે મને બોલાવ્યો છે ? "

યોગ મહારાજે હરિસિંહને જોતાં જ પૂછ્યું : " અહીંથી પ્રભાસ-પાટણ જાય છે એ માર્ગથી તું જાણીતો છે ? "

' જી, હા. ઘણીવાર એ બાજુની યાત્રા કરી આવ્યો છું, " હરિસિંહે જવાબ આપી કહ્યું : " એ રસ્તાથી ભાગ્યેજ કોઈ સૈનિક અજાણ્યો હશે ! "

વિગત સમજાવી રાજાએ તેને આજ્ઞા કરી : " જાઓ, પહોંચી શકાય તેટલી ત્વરાથી – ઢીલ થવી જોઈએ નહિ. "

હરિસિંહે વિદાય પ્રાપ્ત કરી વિરામભવનના ખંડ બહાર પગ મૂકયો, એ વખતે રાજાનું લક્ષ: વિચારસૃષ્ટિમાં પરોવાયું હતું.

પુનઃ હાક પાડી : " કલ્યાણ ! "

" જી, મહારાજ ! " બોલતો અનુચર પ્રત્યક્ષ આવ્યો, આજ્ઞાની રાહ જોતો હોય તેમ ઉભો.

રાજાએ આજ્ઞા કરી : " વરિષ્ટ મંત્રી આગળ જા. કહેજે કે આવતી કાલે સેનાધ્યક્ષોની સભા બોલાવે. "

"જેવી આજ્ઞા" અનુચરે ઉતાવળથી જવા માંડયું.

*

બીજા દિવસની સવારથી મધ્યાહ્ન સુધી સેનાધ્યક્ષોની સભામાં હાજરી આપી હતી. ચારે દિશાએ સૈન્યને કેવી રીતે ગોઠવવું, કોને કયી દિશાનું અધ્યક્ષપદ આપવું, સહાયક દળની યોજના કયી રીતે કરવી, કયાં નાકાબંદી કરવી, અને શત્રુઓ તરફથી ગુપ્તચર્યા કરનારા જાસુસોને વીણવાનું કામ કોને સોંપવું?

–આટલા પ્રશ્નો ચર્ચાયા હતા, જેમાં દરેક સેનાધ્યક્ષે, વરિષ્ટ મંત્રીએ અને મહારાજે છૂટથી ભાગ લીધો હતો. કાર્ય સમાપ્ત થયું નહોતું. કેટલીક અગત્યની વ્યવસ્થા બાકી રહી હતી.

વળતા દિવસની સવાર પર શેષ કાર્યને મુલતવી રાખવાની ફરજ પડી હતી.

મહારાજ રાજપ્રાસાદમાં આવ્યા, વિચારોના આક્રમણમાંથી મુક્ત થવા વિશ્રાંતિખંડમાં બેઠા, ભોજન કર્યું, રાજકુમારો સાથે થોડીવાર ખેલ્યા.

બીજા દિવસની સવાર શરુ થતાં જ શેષ રહેલા કામકાજ પર પુનઃ વિચારણા થવા માંડી.

વરિષ્ટ મંત્રીએ મત પ્રદર્શિત કર્યો: "સિન્દુર આગળ પુરી થતી સરહદનું રક્ષણ ક્ષેમકુમારને સોંપાવું જોઈએ, એમની હાજરી ન હોય તે સમયમાં એમનું કામ દઢપ્રહાર સેનાજીતે સંભાળવું જોઈએ."

સર્વાનુમતે આ યોજના પસાર થઈ.

"સિન્દુરથી પ્રભાસ પાટણ જવાનો જમીનમાર્ગ બંધ કરવો જોઇએ; તેમજ પ્રભાસથી અહીં આવવાનો ભૂમિમાર્ગ પણ ખુલ્લો રહેવો ન જોઈએ; કેમકે સિન્દુરથી પ્રભાસ પહોંચવાનો જળમાર્ગ સરળ છે." નકશા પ્રત્યે સર્વનું લક્ષ ખેંચતાં એક સેનાધ્યક્ષે પોતાના વિચારો પ્રકટ કરવા માંડયા : "એટલે પ્રભાસમાં સમુદ્ર કિનારે આપણું લશ્કર ગોઠવવાની યોજના થઈ શકે તો ઘણી મુશ્કેલી ઓછી થશે."

વરિષ્ટ મંત્રી બોલ્યાઃ "એ વાત ખરી છે, પણ પ્રભાસનો કિનારો મેળવવો શીરીતે ?"

"મહારાજની આજ્ઞા મળે તો." સેનાધ્યક્ષે હસીને કહ્યું: "આઠ દિવસ પહેલાં એનો કબ્જો લઈ બતાવું."

"નહિ, નહિ." મહારાજ હસીને બોલ્યાઃ "એવું અન્યાયી પગલું ભરવાની જરૂર નથી."

"આપણે એમ કરશું ?" વરિષ્ટ મંત્રીએ ઉપાય સૂચવ્યોઃ "પ્રભાસથી અહીં આવવાનો ભૂમિમાર્ગ બંધ કરીએ અને એ જવાબદારી સોમપુરના અધ્યક્ષ મહાનુભાવ સુભટ્ટને સોંપીએ."

મહારાજે પોતાનો નિર્ણય દર્શાવ્યોઃ "એક વખત જે માણસે ગંભીર ભુલ કરી છે એને બીજી વખત જોખમી કામ સોંપવાની મારી ઇચ્છા નથી."

ગત પરમે અમાવાસ્યા હતી. આવતી પરમે ન્યાયાલયની બેઠક મળવાની છે. એ વખતે સુભટ્ટની બેદરકારી અને અધુરા અભ્યાસનો ભોગ બનેલા ભિલ્લ બાપ-દિકરો મુક્ત થવા જોઈએ, થશે જ. અધ્યક્ષ-મહાનુભાવની ભુલના પરિણામે એમને નુકશાન પહોંચ્યું હશે તે બધું ભરી અપાશે. સુભટ્ટને સ્થાનભ્રષ્ટ જાહેર કરવામાં આવશે ને તેજ ક્ષણથી તેના ખાલી પડેલા સ્થાને લાયક માણસની નિયુક્તિ થશે".

રાજાનો એ નિર્ણય સાંભળનાર પ્રત્યેક જણે શ્રદ્ધાથી માન્યુંઃ "સુભટ્ટના સ્થાને અજામીલ આવશે."

પ્રભાસ અને અણુહિલવાડ વચ્ચે ભૂમિમાર્ગ હતો ત્યાં આગળ નાકાબંદી કરવી આવશ્યક મનાઈ, સ્વીકારાઈ; પણ એ જવાબદારી કોને સોંપવી, એ પ્રશ્નનો નિકાલ થયો નહોતો.

વરિષ્ટ મંત્રીના મોં સામે જોતાં મહારાજ બોલ્યાઃ "નાકું સંભાળી શકે એવા નિષ્ણાત માણસને નીમો."

"કૈલાસને નીમીએ તો ?"

"પછી ગુપ્તચર વિભાગ કોને સોંપશું ?"

"એ જગા માટે હું ઉમેદવારી કરું છું." વરિષ્ટ મંત્રીએ પોતાની ઉત્સુકતા વ્યક્ત કરી: "મને પસંદગી મળી શકશે?"

"ના" મહારાજે પોતાની ઇચ્છા દર્શાવી: "આંતરિક વિભાગમાં તમારી નીમણુંક કરવી મને ઉચિત જણાઈ છે. યુદ્ધને દોરવણી આપવાનું કેન્દ્રસ્થાન અહીં જ ક્યાંક નક્કી થવું જોઈએ. તમામ વ્યવસ્થા હું મારા હાથમાં રાખીશ. મને સલાહ આપી શકે એવી વ્યક્તિઓએ મારી સાથે જ રહેવું પડશે."

સહેજ વાર સુધી મૌન રહી તે આગળ બોલ્યા: "પહેલા વરિષ્ટ મંત્રી, બીજા મહાસચિવ, ત્રીજા શેષકરણ શેઠ, ચોથા ભગત શેઠ, પાંચમા પંડિતજી, છઠ્ઠા ચન્દ્રાનન ભાર્ગવ, સાતમા ઉપાધ્યાય આનંદ આ આપણી સમિતિ."

મહારાજે પસંદ કરેલી વ્યક્તિઓનાં નામ સાંભળી આખી સભા ચકિત થઈ. પ્રત્યેક સભાજને માન્યું: "રાજાજીની પરીક્ષક શક્તિ અદ્ભુત છે. વધારાના સૈનિકો ક્યાંથી–કેમ લાવવા, આખા સૈન્યને પુરતો થઈ પડે એટલો અનાજનો જથ્થો શીરીતે મેળવવો, આર્થિક આવશ્યકતાને કયી રીતે પહોંચી વળવું, વાહનોની વ્યવસ્થા કયી રીતે સુદૃઢ કરવી, શસ્ત્રસામગ્રી ખૂટી ન પડે તે માટે શું કરવું, લડાઈના મોખરે ઉભેલા સૈનિકોનાં જોમ ટકાવનાર વક્તાઓ ને શૌર્યગીત ગાનાર ભાટ ચારણોનો પ્રબંધ કેવી રીતે કરવો; તેમજ વસતિમાં અંધાધુંધી ફેલાવા ન પામે એ માટે પ્રચારકોની યોજના કયી રીતે પાર પાડવી, ઘવાયેલા સૈનિકોને રણક્ષેત્ર પરથી ઉપાડી તેમની માવજત માટે ઔષધાલયો તથા અંગદાચાર્યોની વ્યવસ્થા માટે શું કરવું આવી મુશ્કેલીઓ સંગ્રામકાળે અવારનવાર ઉપસ્થિત રહેતી હોય છે.

— એ બધી બાબતો રાજાજીએ સૂક્ષ્મ રીતે વિચારી જણાય છે. એમણે નિયુક્ત કરેલી સમિતિ ઉપયોગી છે."

## પ્રકરણ ૧૫ મું : :

### મુક્તિ પામેલા ભિલ્લ બાપ-દિકરો

"ભવાનીમંદિરની આજુબાજુના વિસ્તારમાં શેષકરણ શેઠનાં ગાડાં લૂંટાયાં હતાં, જેમાં પાંચ લાખ સોનૈયાની કિંમતે ખરીદાયેલો માલ હતો. આ જબરી લૂંટ પકડવાનું કામ સોમપુરના અધ્યક્ષ મહાનુભાવ સુભદ્રરાજ ચાવડાને સોંપાયું હતું; જેઓ અણહિલપુર પાટણના ગુપ્તસૈનિક દળના અધ્યક્ષનો અધિકાર ભોગવે છે. અધિકારીએ પોતાના સૈનિકોદ્વારા અજામીલ તથા જંબુકને કેદ પકડી પાટણના ન્યાયાલય સમક્ષ હાજર થવા મોકલ્યા હતા અને પોતે લાંબી મુદત સુધી હાજર થઈ શકયા નહોતા. ન્યાયાલય સમક્ષ મોકલવામાં આવેલા અપરાધીઓના પક્ષે પ્રમાણ ન હોવાથી તેમને હળવું બંધન કહી શકાય એવી રીતે નજરકેદ રાખવામાં આવ્યા હતા.

તપાસની મુદત પુરી થવા અગાઉ આજ્ઞાવાહક દ્વારા સુભદ્રરાજને તેણે કેદ કરેલા અપરાધીઓના અપરાધ સિદ્ધ કરનાર પ્રમાણો સાથે હાજર થવાનું એક આજ્ઞાપત્ર દ્વારા જણાવવામાં આવ્યું હતું. છતાં હજી સુધી ન્યાયમંદિરમાં તેની હાજરી દેખાતી નથી. આથી અપરાધને નામે પકડાયેલા ભિલ્લ બાપ દિકરા પર મુકાયેલું આળ પ્રમાણના અભાવે ઉડી જાય છે એમ લેખવું જોઈએ.

શેષકરણ શેઠનાં ગાડાં લુંટનાર આ ભિલ્લ બાપ–દિકરો નથી; તેઓ નિર્દોષ છે એમ ન્યાયાશ્રય મહારાજાધિરાજ યોગરાજ તરફથી જણાવાયું છે. અપરાધીઓ કોણ કોણ છે તેની માહિતી મહારાજે જાતે જ પ્રાપ્ત કરી છે. કેટલાંક અગત્યના કારણોને લીધે અપરાધીઓનાં નામ પ્રકટ કરવાનું એમણે ઉચિત માન્યું નથી.

આ સર્વ વિગતો લક્ષમાં લીધા પછી હું આજ્ઞા કરું છું કે નિર્દોષને મુક્ત કરવામાં આવે છે એ રીતે ભિલ્લ બાપ–દિકરાને મુક્ત કરી એક પ્રતિનિધિએ તેમના રહેઠાણ સુધી તેમને પહોંચાડવા. એમને જે કાંઈ સહન કરવાની ફરજમાં મુકાવું પડ્યું છે તેના બદલા તરીકે સુભટ્ટરાજ આગળ નુકશાની મેળવવાનો એમનો હક્ક સ્વીકારવામાં આવે છે. "

—આ પ્રમાણે અજામીલ અને જંબુકને ન્યાય આપતી વખતે ન્યાયાલયમાં તે દિવસે વિરાજેલા ન્યાયાધ્યક્ષે ભાષણ કર્યું હતું.

સુભટ્ટરાજ સંબંધમાં તે બોલ્યા હતા: "એમની આજ સુધીની ઉજળી કારકીર્દિ પ્રત્યે હું સહાનુભૂતિ ધરાવું છું; છતાં શાસનને અનુકુળ થવાની મારી ફરજ સમજીબીજી કોઈ કડક શિક્ષા એમને ન કરતાં હું એમને પદચ્યુત જાહેર કરું છું."

*

ન્યાયમંદિર આગળથી પસાર થતા એક રથને શ્વેત રંગનો અશ્વ જોડ્યો હતો. તેમાં રાજકર્મચારીની સાથે બે જણા બેઠા હતા. રથને સારથી હાંકતો હતો. વાહનના શિખર પર ફરકતી ધ્વજા જોતાં જ પ્રતિત થતું હતું કે તેમાં બેઠેલા બે જણાને ન્યાયાધ્યક્ષે નિર્દોષ ઠરાવી મુક્ત કર્યા છે.

પાટણની વસ્તી વચ્ચેથી રથને પસાર કરી દુર્ગદ્વારની બહાર લઈ જવામાં આવ્યો હતો; એથી કેટલાય નાગરિકોએ તેમાં બેઠેલા બે જણાને ધ્યાનથી નિરખ્યા હતા.

ભિલ્લ વિસ્તારમાં રથ આવી પહોંચતાં તેમાં બેઠેલા બે જણાને જોઈ કેટલાક માણસોએ 'ભવાની માતાની જય' 'યોગ મહારાજની જય' પોકારો કર્યા હતા.

ઝુંપડામાં પહોંચ્યા ત્યાં સુધી ભિલ્લ બાપ-દિકરાના મોં પર નિષ્કલંક મુક્તિ પ્રાપ્ત કર્યાનો અને સુભટ્ટ પદચ્યુત થયાનો હર્ષ ટકી શક્યો હતો. દિકરી પિતાને પાયલાગણુ કરવા આવી એ વખતે પિતાએ તેની સ્થિતિ પારખી હતી ને એથી થોડી ક્ષણો પહેલાં પિતાના નેત્રોમાં હસતું હતું એ સ્મિત રોષાવેશથી સળગતું દિકરીએ અનુભવ્યું. પિતાની મુખમુદ્રા પર પ્રસરેલી લાલાશનું કારણ છોકરે હજી સુધી પારખ્યું નહોતું. એ બધું એની મા પામી ગઈ હતી.

આ પ્રસંગ જિજ્ઞાસાને ઉત્તેજનારો, કાચી વયના માણસથી પરખાય નહિ એવો, લાગણી ભરપૂર હૃદયને ભીંજવી મૂકે એવો ગંભીર રહસ્યસૂચક હતો.

બાપ હમણાં જ તેની દિકરીનું ગળું દબાવી ગુંગળાવી મારશે, એ ભય લાગતો હતો.

છતાં અટકળને અનુસરતું ભયજનક પરિણામ આવ્યું નહિ. બાપ કાંઈ પણ બોલ્યા વિના ઝુંપડાના આંતરિક વિભાગમાં જતો રહ્યો, મૂઢ પેઠે.

દિવસ આથમ્યો ત્યાં સુધી તે કશું બોલ્યો નહોતો. સ્નાન કરવા કે જમવા ઉઠ્યો નહોતો.

ઉમાએ પતિને પૂછવાની હિંમત કરવા છતાં ઉત્તર પ્રાપ્ત કર્યો નહોતો.

પોતે ઉચિત માનેલું કાર્ય અનુચિત ઠરતું અનુભવી ઉમાએ સહુ સાંભળે તેમ બોલવા માંડ્યું: "હું કશું જાણુતી નથી. મારામાં કશી આવડત નથી, છતાં કથાવાચકોના મોંએથી મેં ભગવાનની વાતો સાંભળી છે. ભગવાને કર્યું હોય એવું કરીએ તેમાં હરકત શી!

ઓખાબાઈમાં અનિરુદ્ધનું મન લાગ્યું'તું. એ બે એક નાતનાં નહોતાં. છતાં ભગવાને પોતાના દિકરાના દિકરાની ઇચ્છા પુરી કરી. હું મારી દિકરીની ઇચ્છાને રુંધી એનું મન દુ:ખવત તો ભગવાનની ગુનેગાર ન થાત? ભગવાન જેવા ભાઈને પૂછ્યા વિના એની બહેન સુભદ્રા અર્જુનજીને વરી, એ વખતે શું ભગવાને બહેનને સહાય કરી નહોતી? ભગવાન પોતે રુક્મિણીને ઉપાડી લાવ્યા હતા. એનાં મન મળે એમાં ભગવાન સહાય કરતા હતા ને પોતેય એજ નિયમને અનુસર્યા છે. હું તો એટલું જાણું કે ભગવાને કર્યું હોય તેમ કરીએ તો જ ભગવાનને ગમીએ."

આ મતલબનો બબડાટ હૃદયકર્કશ નહોતો. એ સાંભળતી વખતે અજામીલનું હૃદય લાગણીથી ભીંજાયું હશે ને જંબુકની અજ્ઞાનતા અલોપ થઈ હશે એમ જણાતું હતું.

રાતે ખાસ કોઈ વાતચીત કર્યા વિના સહુએ પેટના અગ્નિને શમાવ્યો હતો.

'બહેનનું ગળું દબાવી જીવ ખેંચી કાઢું કે સુભટની છાતી ભાલાથી ચીરી નાખું?' આ ઉશ્કેરાટે આખી રાત જંબુકના હૃદયમાં ધુંધવાટ સણસણાવ્યો હતો.

બીજે દિવસે સવારમાં અજામીલે સ્નાન કરી સ્વસ્થતા પ્રાપ્ત કરી, એ વખતે ઉમાએ તેની આગળ કટાર અને ભોજપત્ર મૂક્યાં. ભિલ્લોમાં પ્રિય થઈ પડેલા કથાવાચક સહેજ દૂર રહેતા હતા. બાજુના કોઈ ઝુંપડામાં તે આવ્યા છે, એ ખબર આપવા આવેલા એક પીઢ માણસને રોકી અજામીલે કહ્યું: "એમને કહેજો, આ રંકને દર્શન દીધાં વિના જતા રહે નહિ."

કથાવાચક ઝુંપડામાં આવી બેઠા કે તરત જ અજામીલે ભોજપત્ર તેના હાથમાં આપતાં નરમાશથી પૂછ્યું: "આમાં શું લખ્યું છે, તે કહેશો?"

ગુંચળું ઉઘાડી નજર ફેરવી કથાવાચક બોલ્યા: "સોમપુરની જમીનનો આ દસ્તાવેજ છે. આમાં ઉમેરો કરવામાં આવ્યો છે કે સુભટ્ટના અવસાન પછી સોમપુરની જાગીર રેણુને મળે."

ભોજપત્ર પાછું આપતાં કથાવાચક સહેજ વાર મૌન બેસી બોલ્યા: "તમે ભાગ્યશાળી છો."

આમ કહી પોતાની ઝોળી ખભે ભરાવતા ઉભા થયા ને રજા માગી ચાલવા માંડયું. તેમને જતા રોકી અજામીલે બેસવાનું કહ્યું: "એક બાબતમાં હું આપની સલાહ માગું?'

"હા, હા–પૂછો શું કહેવાનું છે?"

પોતે જાણતો હતો એ બીના ટુંકાવી સંક્ષિપ્તમાં તેણે કથાવાચકને કહી સંભળાવી.

"શાસ્ત્રોએ અનુલોમ–પ્રતિલોમ લગ્નની તેમજ ગાંધર્વલગ્નની છૂટ આપી છે. રેણુ અને સુભટ્ટે ગાંધર્વલગ્ન કર્યાં કહેવાય." કથાવાચક મહારાજે મત આપ્યો: "છતાં એક વાત કહેવી પડશે. વર્તમાનકાળે ગાંધર્વ પદ્ધતિથી લગ્ન કરવાનો રિવાજ પળાતો નથી; એથી લોકો તેવા લગ્ન પ્રત્યે ઉદાસીનતાથી જુએ છે, એટલું જ. બીજો કશો બાધ એમાં નથી."

પોતાની વૃદ્ધાવસ્થા સુધીમાં કથાવાચકે ભિલ્લ સમુદાય કનેથી દાન–દક્ષિણામાં સંતોષી વૃત્તિ પ્રાપ્ત કરી હતી; એથી તેમને શુદ્ધ જણાયો તેવો મત આપી તે વિદાય થયા.

ઝુંપડાની એક બાજુના ખુણા આગળથી ચીસ સંભળાઈ: "ઓ મા! ઓ મા!"

ઉમા તે તરફ દોડી. અજામીલ તેની પાછળ ગયો.

રેણુ પોતાના બે હાથ આડા રાખી પોતાના પ્રાણ રક્ષી રહી છે, જંબુકના હાથમાં કામઠું છે.

"આઘો ખસ, રોયા !" માએ આવેશવશ ઉભેલા છોકરાના હાથમાં રહેલું કામઠું ઝુંટવવાનો યત્ન કર્યો: "નિયાણીને મારવાથી તારી કાયામાં થોર ઉગશે."

છોકરી પોતાની માની ગોદમાં લપાઈ ગઈ. માની આંખમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં. છોકરો આંખો ફાડી મા દિકરી પ્રત્યે તાકી ટાંપીને ઉભો હતો. તેમનાથી એક હાથના અંતરે મૂઢ બનેલો બાપ નિર્જીવ પ્રતિમા પેઠે સ્થિર ઉભો રહી ક્રૂર પ્રસંગને નિરખતો હતો. બાપને જોતાં જ છોકરાના હાથમાં રહેલું તીક્ષ્ણ ધારવાળું કામઠું જમીન પર સરી પડયું. તે નીચી નજરે ભૂમિના ગર્ભમાં પોતાની હૈયાવરાળ શમાવતો શાન્ત ઉભો રહ્યો.

"તારી મા કહે છે, સુભદ્રા ભગવાનની બહેન હતી. અર્જુન સાથે નાસી ગઈ, છતાં ભગવાન કાંઈ બોલ્યા નહોતા." ઓચિંતો બાપ મમતાળ સ્વરે બોલ્યો: "ભગવાન આગળ તું કોણ? ભગવાન આગળ નાત, જાત, સમાજ ને રાજ કોણ?-છોકરા! પાપ પુન્ય ને ધર્મ અધર્મ એ સર્વ ભગવાનની માયા છે. એની સૃષ્ટિમાં એના સ્મરણ ચિંતવન સિવાય સર્વ મિથ્યા છે."

છોકરાના દિલનો આઘાત બાપે દબાવી રાખેલા આઘાત આગળ વિસાતમાં નહોતો, એમ સ્પષ્ટ થતું હતું.

ઉઘાડે માથે એક પોતડીભર બાપને ઝુંપડાની બહાર જતો જોઈ છોકરો ચિત્કાર કરી બોલ્યો: "કયાં જાઓ છો!"

ઉમાએ ઉઠી પતિનો હાથ પકડી કહ્યું: "અહીં જ ભગવાનનું રટણ થઈ શકશે, કયાંય ન જશો. નથી જવું-"

બાપના ચરણો પકડી રેણુ ગળગળી થઈ યાચવા લાગી: "બીજું કોઈ અપરાધી નથી. બધો વાંક મારો છે, તાત! હું તમને નહિ જવા દઉં."

પોતાનો ક્રોધ પ્રત્યાઘાતી નિવડ્યો છે, એમ માની છોકરો કપાળે હાથ પછાડી નીચે બેઠો.

પત્નિ અને પુત્રીના હાથમાંથી પોતાને છોડાવવા અજામીલે છલાંગ મારી.

"ભાઈ! તાતને પકડી રાખ, પકડી રાખ, દોડ."

બહેનની કરુણ લાગણીએ ભાઈના અંતરાત્માને ભીંજવી મૂક્યો. બાપને જતો રોકવા છોકરો તેની પાછળ દોડ્યો.

ઉમાએ કારમું દશ્ય અનુભવ્યું, વીજળીની ઝડપે અલોપ થતું સૌભાગ્ય ફરી પાછું જોવા નહિ મળે!

રેણુએ પોક મૂકીઃ "બાપનું મોં જોવાની પળ સાંપડવી હવે દુર્લભ છે."

## પ્રકરણ ૧૬ મું : :

### મહારાજમંત્રી અને ભગત શેઠનાં ભાષણો.

“છેલ્લાં દસ વરસથી આ વ્યાખ્યાનપીઠમાં પ્રત્યેક ભાષણ સમયે હું હાજર થતો આવ્યો છું. અગાઉ એક વાર શ્રીમદ્ શંકરાચાર્યજીએ પણ અહીં જ વ્યાખ્યાન આપ્યું હતું. ધર્માધ્યક્ષ ઉપરાંત સાહિત્યાચાર્યો અને રાજનીતિજ્ઞોએ પણ અહીં વ્યાખ્યાનો આપ્યાં છે. આજ સુધીમાં કોઈ વેપારીએ અહીં ભાષણ આપ્યું હોય એવું મને યાદ નથી.”

“વેપારીને ભાષણ કરવાનો હક્ક નથી?”

“વર્તમાન રાજકારણમાં એને શી સમજ પડે?” પોતાના મસ્તક પરના પંચકેશી ગુચ્છને સ્વહસ્તે વ્યવસ્થિત કરતાં અણહિલપુરના રાજપંડિત બબડવા માંડ્યા: “જોઈશું કે એ મોજડીનો વેપારી રાજકિય પરિસ્થિતિ સંબંધમાં શું બોલે છે!”

પંડિતજીને તેની બાજુમાં બેઠેલા અજાણ્યા શ્રોતાની સાથે ઉકળીને વાતચીત કરતા સાંભળી શેષકરણ શેઠ હસીને બોલ્યા: “પંડિતજી! વક્તૃત્વનો સ્વાદ ચાખ્યા પહેલાં વક્તાની અવગણના શાસારુ કરો છો?”

આ સાંભળી પંડિતજી શાન્ત થયા.

અણુહિલપુર પાટણની સાર્વજનિક વ્યાખ્યાનપીઠમાં અખેરાજ ભગતનું ભાષણ થવાનું હોવાથી ઉપસ્થિત થયેલા શ્રોતાઓની પહેલી જ હારમાં વક્તા પ્રત્યેનો પૂર્વગ્રહ દેખાઈ આવતો હતો.

બીજી પંક્તિમાં બેઠેલા બે જણાએ તેમની આજુબાજુના માણસોનું લક્ષ ખેંચવાના હેતુથી વાતચીત શરુ કરી.

"રાજાજીનું માનસ કયા પ્રકારનું છે એ ખબર પડતી નથી."

"એ શું બોલ્યા? એમનું માનસ ઉત્તમ પ્રકારનું સિદ્ધ થયું છે."

"મહારાણી પ્રભાસપાટણથી પુરમાં પાછા પધાર્યા એ પ્રસંગે કશી ધામધુમ થઈ છે?–ધાર્મિક વિધિ પ્રમાણે કશું થવું જોઈતું નહોતું?"

"કહે છે કે પ્રભાસથી અહીં આવવાનો એક રસ્તો શત્રુઓએ બંધ કર્યો હતો. આ ખબર ભગતશેઠે રાજાજીને આપી હતી ને રાજાજીએ પચાસ અશ્વારોહી સૈનિકોને મહારાણીજી તથા યુવરાજજીના રક્ષણાર્થે ત્યાં મોકલી આપ્યા હતા."

"એ છુપી માહિતી ભગતશેઠ પાસે ક્યાંથી આવી?"

"કહે છે કે શેઠજીનો એક આડતીઓ પ્રભાસથી પાછો ફરતો હતો. રસ્તામાં તેને અને તેના માણસોને એક લશ્કરી ટુકડીએ રોક્યા હતા."

"રોકયા હશે તો લૂંટયાય હશે ને!"

"ના, ટુકડીના આગેવાને તેમને સખતાઈથી પૂછ્યું હતુંઃ

—'ગુર્જર યુવરાજના સેવક કે બીજા કોઈ?'

—આગેવાને જવાબ આપ્યોઃ 'અમે રાજકુટુંબના સગાં કે સેવકો કશું નથી.'

—'ત્યારે કોણ છો?'

—'વેપારી.'

—'સોગન લો.'

—'અમે વેપારી ન હોઈએ તો અમને મહાલક્ષ્મીજીના સોગન.'

આ પ્રમાણે પૂછપરછ કરી આગેવાને તેની ટુકડીના એક જણને દેશી કહ્યું: 'પોષાક જોતાં જ સમજાય તેમ છે કે આ લોકો અણુ-ઙલપુરના વતની છે. વાતચીત પરથી જણાય છે કે રાજકુટુંબના વકો નથી, વેપારીઓ જ છે; એ પણ અણહિલવાડનાજ. બીજા ઈ રાષ્ટ્રના નહિ.'

'બીજા રાષ્ટ્રના વેપારીઓ હોત તો આટલા બધા ઢીલા વટ્યા નહોત. આ લોકોને લૂંટવા છે?'

'ના.'

'કેમ!'

'મહારાણી, યુવરાજ અને તેની સાથે જે કોઈ હોય તે સર્વેને કરવા સિવાય બીજી આજ્ઞા થઈ નથી.' આમ બોલી આગેવાને ાડતીઆને તેના માણસો સાથે આ બાજુ આવવા દીધા."

"એ આડતીઆએ ભગતશેઠને પોતાની વીતક કથા કહી હશે ભગતશેઠે રાજાજીને કહી હશે,–નહિ?"

"હાસ્તો."

આ વાતચીત પ્રત્યે કેટલાય શ્રોતાઓનું લક્ષ ખેંચાયું હતું. માંના એક જણે પોતાની જિજ્ઞાસા વ્યક્ત કરી: "હેં ભાઈ! મનો કોણ હતા તે બાબતમાં કાંઈ જણાયું?"

"કશું બહાર આવ્યું નથી."

બીજા એક જિજ્ઞાસુએ પૂછ્યું: "દુશ્મનોની સંખ્યા કેટલી હશે!"

"કહે છે કે સાઠેક સૈનિકો હતા."

"એ લોકોએ મહારાણીજીને રોકવાનો પ્રયાસ કર્યો જ હશે!"

"તમે કશું જાણતા જ નથી?"

"ધંધામાંથી નવરાશ મળવી જોઈએ તો!"

વિશેષ વાતચીત થવા પામે તે પહેલાં સહુનું લક્ષ વ્યાખ્યાન પીઠના દ્વાર પ્રદેશમાં ગયું. વ્યાખ્યાતાની સાથે મહારાજમંત્રીએ વ્યાખ્યાનમંચ પર સ્થાન લેવા માંડયું હતું. પ્રાથમિક વિધિ થયા પછી મહારાજમંત્રીએ ઉભા થઈ બોલવું શરુ કર્યું:

"શ્રીમાન્ શેષકરણુ શેડનાં ગાડાં લુંટાયાં ત્યારથીજ આપણા રાજનીતિજ્ઞોનું લક્ષ એ તરફ ખેંચાયું હતું. સોમપુરના અધ્યક્ષ મહાનુભાવ સુભદ્રરાજ જેવા બુદ્ધિશાળી તરુણના હાથે અજામીલ અને જંબુકને કેદ પકડવાની ભુલ એ પ્રસંગે થઈ હતી, એમ હવે આપણે કબુલવું પડયું છે." આ પ્રમાણે જૂના બનાવનું સ્મરણ આપી તેની સમીક્ષા કરી મહારાજમંત્રીએ આગળ બોલવા માંડયું: "આપણા રાજકુટુંબની દરેક પ્રવૃત્તિ પ્રત્યે દુશ્મનોનાં ગુપ્તચરો લક્ષ રાખતા જણાય છે, જે આપણે મહારાણીજી તથા યુવરાજજી સંબંધમાં બનેલા હાલના બનાવ પરથી જાણી શકયા છીએ."

સભાગૃહમાં હાજર રહેલો પ્રત્યેક શ્રોતા સલક્ષ સાંભળતો હતો. મહારાજમંત્રીએ પળેક સુધી વિશ્રમી પોતાનું વ્યાખ્યાન આગળ ચલાવ્યું.

"પ્રભાસનું તિર્થધામ છોડી મહારાણી વિશ્વેશ્વરીનો નીલમરથ અહીં આવવા નીકળ્યો, એ વખતે પચ્ચીસ સૈનિકો રથની આગળ અને બાકીના પાછળ હતા. બધાજ અશ્વારોહી સૈનિકો હતા. કોઈ એક ગામડિયો અને તેના ચોકિયાત જેવો જણાતો સાથીદાર લશ્કરી ટુકડીની આગલી હરોળમાં મોખરે હતા; ને યુવરાજજી નીલમરથની એક બાજુએ પોતાના અશ્વને ચલાવ્યે જતા હતા. માર્ગમાં એક જગાએ અંતરાય ઉપસ્થિત થયો, આ સમયે ચારે બાજુએ અંધકાર પ્રસરવાથી આપણા પક્ષે મશાલ સળગાવી હતી. તેનો પ્રકાશ માર્ગની બંને બાજુએ આવેલી ઝાડી સુધી ફેલાયો હતો. ઝાડીઓમાંથી

ઓચિંતો તીરનો મારો થવાથી આપણા પક્ષના ચારેક સૈનિકોનાં પ્રાણ ઉડી ગયા.

'એક બાજુની ઝાડીમાં તમે ધસી જાઓ.' ક્ષેમકુમારે ગામડિયાને ઉદ્દેશી આજ્ઞા કરીઃ 'ને આ બીજી બાજુની ઝાડીમાં હું પ્રવેશું છું.'

ગામડિયો, તેનો સાથીદાર તથા આગલી હરોળના વીસેક સૈનિકો જમણી બાજુએ અને પાછલી હરોળના એટલા જ સૈનિકોની સાથે ક્ષેમકુમાર ડાબી બાજુએ પ્રત્યાક્રમણ લઈ ગયા. બાકી રહેલા પાંચેક અશ્વારોહી સૈનિકો મહારાણીજીના રથને ફરતો કોટ કરી સચેત ઉભા રહ્યા; જેમાં દલનાયક હરિસિંહ પણ હતા. બે પાંચ ક્ષણો વીતિ હશે એટલામાં તો દસેક અશ્વારોહીઓએ આ લોકો પર હલ્લો કરવાથી રથ આગળ લોહી રેડાવા માંડ્યું. ચારે બાજુએ આક્રમણ થતું જોઈ સારથી, પછી મહારાણી રથમાંથી નીચે ઉતર્યાં. આપણા દલનાયક કહે છે કે એ પ્રસંગે અણહિલવાડની મહારાણીએ જે શૌર્ય બતાવ્યું છે, તે સ્ત્રીશક્તિના પ્રમાણરૂપ છે; કેમકે ગામડિયો દુશ્મનોને નસાડી રથ આગળ ઉપસ્થિત થયો, એ વખતે પોતાના શરીરમાંથી એક તીર ખેંચી કાઢતાં તેણે મહારાણીજી પ્રત્યે જોયું તો તેમના શરીરમાં જખમો હતા. ગામડિયો પોતાને થયેલા જખમોની વેદના વિસરી ગર્વ-ભરપૂર મોંએ મહારાણીજીના ચરણમાં માથું નમાવી બોલ્યોઃ 'ભગવતી ! આજે મારા આનંદનો પાર નથી.'

મહારાણીએ હર્ષાવેશમાં તેના માથા પર હસ્ત પ્રસારી તેને આશીર્વાદ આપ્યાઃ 'તમારા સેવાભાવને માતા ભવાનીએ સત્કાર્યો છે.'

ડાબી બાજુની ઝાડીમાં દૃષ્ટિ ફેરવી ગામડિયો બોલ્યોઃ 'જુઓ, મા !'

હસતા મોંએ પોતાના અંગ પરના ઘા પર પાટો બાંધી રહેલા

ક્ષેમને ઝાડીના મુખ આગળ જોતાં જ મહારાણીએ હસીને કહ્યું: ' આવ, એ પાટો હું બાંધી આપું.'

'ભલે, મા !' કહેતો તે મહારાણીની નજીક આવી ઉભો, બોલ્યો: 'બાંધી આપો.'

તેણે પોતાના વસ્ત્રને ચીરી જે લીરો પાટા તરીકે ઉપયોગવા માંડ્યો હતો તે પાટો માએ તેના હાથમાંના જખમને લપેટી કહ્યું: 'હવે ઘાને રુઝાતાં વાર નહિ લાગે.'

માના શરીર પર કેટલાય જખમો થયા હતા; છતાં તેને હસતા મોંએ ઉભેલી જોઈ ક્ષેમના મનમાં ગૌરવ જન્મ્યું હશે: 'રક્તમાં જ્યોતિ શોધે છે, એવી વીરનારીનો હું પુત્ર છું.'

ગામડિયો અને જીવતા રહેલા સૈનિકો પરસ્પર એક બીજાના ઘા પર પાટા બાંધવાની ફરજ બજાવી રહ્યા પછી મરણ પામેલા સૈનિકોના દેહને અગ્નિસંસ્કાર આપી મહારાણીજી અને યુવરાજજીની સાથે તેઓએ ત્યાંથી પ્રયાણ શરુ કર્યું."

વર્ણનાત્મક શૈલી દ્વારા બનાવ કહી સંભળાવી, ક્ષણેકવાર સુધી વિરમી બોલ્યા: "આ બનાવ પરથી શ્રોતાઓએ યાદ રાખવું અગત્યનું છે કે સમસ્ત અણુહિલવાડ પર યુદ્ધનો ભય આવી ઉભો છે."

પદ્ધતિપૂર્વક વ્યાખ્યાન પૂરું કરી પોતાના સ્થાનમાં તે બેઠા કે તરત જ ભગતશેઠ ઉભા થઇ પોતાનું ભાષણ આરંભ્યું:

"બુદ્ધિમાન સજ્જનો-સન્નારીઓ !

હું કહેવા ઇચ્છતો હતો, જેમાંનું ઘણુંખરું મહારાજમંત્રીએ કહી દીધું છે. પણ મારે કહેવું જોઈએ કે એમણે આંકયું એ કરતાં શત્રુઓનું બળ કેટલાયગણું વધારે વ્યવસ્થિત-સાધનોયુક્ત હશે. કેમકે અણુહિલવાડનાં પાયદળ, અશ્વારોહી સૈન્ય, ધનુર્ધારીસેના, ગુપ્તચર વિભાગ, તથા હસ્તિદળ ઉપરાંત શસ્ત્ર સામગ્રી, આર્થિક બળ છુપા

નથી. આ તમામ વિગતોનો અભ્યાસ કરી આક્રમણ કરવા ઇચ્છનારા શત્રુઓએ આપણાથી અનેકગણી વધારે તૈયારીઓ કર્યા પછી જ મહારાણીજી અને યુવરાજજીનો માર્ગ રોકવાની હિંમત કરી લાગે છે.

દુશ્મનોનું બળ વધારે હોય તેથી આપણે ડરીને તાબે થઈ જવું ?

આવો પ્રશ્ન પૂછવાનું કોઈને મન થાય એ પહેલાં જ હું કહીશ કે તાબે થવાની જરુર નથી. યુદ્ધ અટકાવવાની જરુર છે અને તે માટે શક્ય જણાતા પ્રયાસો કરવા જોઈએ. કેમકે આપણા વેપાર રોજગાર, સમાજ વ્યવહાર, વિદ્યા કલા અને ધર્મધ્યાન યુદ્ધને આવકારવાથી જોખમાયા વિના રહેશે નહિ.

યુદ્ધ કરવાથી અનાજનાં વાવેતર અટકી પડશે, પાક આપવા યોગ્ય બનેલાં ખેતરોમાં મનુષ્યતીડો ફરી વળશે, આયાત અને નિકાસ મુશ્કેલ બનશે, દેશના વેપારીઓમાં કેટલાકની ચુસકનીતિ નિર્દય થશે, હજારો કુટુંબોમાં ભુખમરો ફેલાઈ જશે, સવારના પહોરથી હત્યાકાંડની વાતો સંભળાશે. અનેક કુટુંબો તેમના સ્વજનો કપાઈ મુઆની ખબર સાંભળી કકળાટ કરતાં થઈ જશે.

માનો કે આપણો વિજય થયો; પણ એ સસ્તો નહિ હોય, બહુ મોંઘો પડ્યો હશે.

અને પરાજય થયો તો ? આપણે ગુલામ બન્યા હશું."

વ્યાખ્યાનની વિધિપૂર્વક પૂર્ણાહુતિ કરી ભગતશેઠ પોતાની જગાએ બેઠા, તે પહેલાં પુરાણ–ઇતિહાસમાં અમર થયેલાં યુદ્ધોના દૃષ્ટાંતો આપી પોતાના ભાષણમાં રહેલા અર્થને સમર્થન કરવાનો તેમણે યત્ન કર્યો હતો. એ વખતે શ્રોતાઓમાં જુદી જુદી અસર ફેલાઈ હતી.

"ભગતશેઠે પોતાનો અંગત મત નિર્ભયપણે જનતા આગળ મૂક્યો કહી શકાય."

"સેલ્યુકસને આર્યાવર્તની બહાર હાંકી મૂકનાર મૌર્ય ચન્દ્રગુપ્તે પ્રાપ્ત કરેલો વિજય દેશને મોંઘો પડચો હતો. કલિંગ યુદ્ધથી પ્રિયદર્શન અશોકે સંતાપ પ્રાપ્ત કર્યો હતો. યજ્ઞસેન શાતકર્ણીએ નહપાણને નમાવી અસંખ્ય નિરાધારોનો પોકાર સાંભળ્યો હતો. લિચ્છવીઓને પરાસ્ત કરનાર સમુદ્રગુપ્તે અંતઃકરણનો આનંદ ખોયો હતો. સૌરાષ્ટ્રના સમુદ્રતટો પર નૌકાસેના ઉતારનાર વિદેશીઓને હરાવનાર દ્વિતીય પુલકેશીએ ચારે બાજુએ આર્તનાદ સાંભળ્યો હતો, આ દૃષ્ટાંતે ભગતશેઠે આપ્યા ન હોત તો યુદ્ધની તરફેણ કરતું મારું મન બદલ્યું નહોત."

"અને ભાઈ! રાજસત્તાઓ પરસ્પર અથડાયા કરે, એકની હાર ને બીજીની જીત થતી રહે એથી પ્રજાને શું?"

"અરે, એથી તો આપણે વેપારી વર્ગ કદી કમાઈ શકીએ નહિ."

"માનો કે થોડુંક મેળવવા ભાગ્યશાળી થઈએ તો કંગાલ માણસોની આંખે ચડીએ."

"અને દેશના નામે ઉઘરાણાં ફુટી નીકળે તે વખતે?—કોના ભંડાર ખાલી થવા પામે?"

"આપણા જ તો. યુદ્ધનિર્માતાઓ પાસે હોય શું કે લડાઈને જબરો ખર્ચ નિભાવી શકે!"

આ પ્રમાણે થોડાક શ્રોતાઓ એક બીજા આગળ બબડી ગયા હતા.

ખેતીહારોની હારના છેડા પર ખેડુતવેશમાં બેઠેલા મનુભાએ ભગતશેઠનું ધ્યાન ખેંચવાનો મૂક યત્ન કર્યો હતો. ભાષણને અંતે તેને જણાયું હતું કે પોતાની હાજરી પ્રત્યે શેઠનું લક્ષ ખેંચવામાં તે સફળ થયો છે.

સભાગૃહની વચલી હારમાં દિવાલ આગળ બેઠેલા બે સાક્ષરોએ સાવ ધીમા અવાજે વાતચીત કરી હતી.

એક જણે કહ્યું હતું: "ભગત જેવા શ્રીમંતોએ લોકસમુદાયનું માનસ બગાડવા માંડયું છે."

"આ માણસ કરતાં તો શેષકરણ સારો."

"એ બંને વચ્ચે આંતરિક મેળ નથી."

"કહે છે કે રાજાજી આગળ આ દાંભિકનું વજન પડે છે."

"ધનાઢ્યોનું વજન કોની આગળ નથી પડતું, એજ સવાલ છે."

સભા વિર્સજન થઈ એ વખતે અણહિલપુરના પંડિતજી વ્યાખ્યાનપીઠની બહાર રસ્તામાં ઉભા રહી પોતાની વરાળ બહાર કાઢવા માંડ્યા: "અનધિકાર ચેષ્ટા નામનું એક નાટક ભજવાઈ ગયું."

બીજી જ ક્ષણે ખડખડ હસતા તે ત્યાંથી વિદાય થયા.

## પ્રકરણ ૧૭ મું ::

### શિલા, મલ્લિકા, ને ચોકિયાતો

"વિહારના એક ચોકિયાતને તો પેલો કૈલાસ પોતાની સાથે લેતો ગયો. એ પુરાણપુરનો પ્રદેષ્ટા છે?"

"હા, કેમ! એનું કાંઈ કામ હતું તારે?

"મારે?" મોં પર સ્મિત પ્રકટયું: "શિલા! એનું કામ ક્યારે નહિ પડે, એ જ મને સમજાતું નથી."

મલ્લિકાએ ઉચ્ચારેલા દ્વિઅર્થી વાક્યનો મર્મ પામી જવાથી શિલા બોલી: "એનું કામ પડે ત્યારે મને કહેજે. એ જ્યાં હશે ત્યાં જ હું તને પહોંચતી કરીશ. બોલ, પછી છે કાંઈ કહેવાનું?"

મલ્લિકાએ જવાબજ ન આપ્યો. આ સુંદર તરુણીને પક્ષમાં મેળવી લેવામાં પોતે જરાય નિષ્ફળ નિવડી નથી, એમ માની શિલાએ કહ્યું: "વિહારને બાળી મૂકવાથી હવે કશો અર્થ સરવાનો નથી."

"મેનકારાણીએ કહ્યું છે તે પ્રમાણે કરવું નથી?"

"ના."

"પેલો ષડયંત્રાચાર્ય સોલંકી એના પ્રત્યે વહેમાયા વિના રહેશે?"

"મેનકા ધારે તો એવા એક હજાર ષડયંત્રાચાર્યોના વિશ્વાસ જીતી શકે તેમ છે. એના સહવાસમાં થોડો સમય રહેવાથી હું એની અમાપ શક્તિનો અંદાજ કાઢી શકી છું. એને સોલંકીથી ડરતી આપણે અનુભવી છે. આપણે જીવતાં હશું તો એનાથી સોલંકીને કાંપતો સાંભળી શકશું."

"સોલંકીના સૈન્યની ગુપ્તચર્યા કરવાની તારી ઇચ્છા નથી?"

"તને સાચું કહું?"

"હું તારી બહેનપણી છું એમ નિઃશંક તું માનતી હોય તો મારી આગળ સાચું બોલતાં અચકાતી નહિ."

હવે વિહારમાં જેને આવવું હોય તે ભલે ધસી આવે, તેનું જે થવાનું હોય તે ભલે થાય, યુવરાજ અને મહારાણી અહીંથી વિદાય થયાં છે એથી મનની એક વાંછના પાર પડી છે, એમ માનતી શિલાએ કહેવા માંડ્યું: "મહારાણી અને યુવરાજ જીવતાં છે આ સત્ય પૂજારીના કાનથી દૂર કેટલાક દિવસો સુધી રહી શકવાનું છે?–વિહારની સર્જક આવું રમણિય સ્થાન ફરી ક્યારે ઉત્પન્ન કરવાની છે?–આ સ્થાન આગથી બચી શકયું, તો ક્યારેક પણ તે અહીં આવી આને જોઈ શકશે. શું એ પ્રસંગે એના મનમાં અપૂર્વ આનંદ નહિ થાય?"

આ દલીલો ગળે ઉતરવા છતાં મલ્લિકા બોલી: "મહારાણી, યુવરાજ અને કૈલાસ આગળ આપણે જુઠ્ઠાં નહિ પડીએ? વિહારને ભસ્મ કરવાની વાતને આપણે કેટલું મહત્વ આપ્યું હતું?"

"તું જાણે છે, મલ્લિકા! માણસની વિચારશક્તિને સમુદ્ર સરખી મર્યાદા હોય છે. એક પ્રસંગે તેને રુચતો પ્રબંધ બીજા પ્રસંગે અરુચિકર બને છે. આજે એક કામ કરવું જરુરી હોય છે, આવતી કાલે એ જરુર ઓછી થઈ હોય છે."

"સિન્દુર તરફ જવાની જરૂ રેય હવે ઓછી થઈ હશે!"

"ત્યાં જવું નિરર્થક છે." શિલા બોલી: "તારી મરજી હોય તો અહીં જ કોઈ ગામડામાં રહી જઈએ."

ચોકિયાતો પ્રત્યે મલ્લિકા અનહદ વિશ્વાસ ધરાવે છે, તેઓ એક જ ગામનાં છે. આ બીનાથી શિલા અજ્ઞાત નહોતી એથી તેણે તેમના પ્રત્યે અંગુલી નિર્દેશી મલ્લિકાને પૂછ્યું: "આ લોકોને સાથે જ લેવા છે?"

"એ લોકોએ મારી સાથે આવવું પડશે." મલ્લિકાએ સાનંદ કહ્યું: "આપણી વાતચીત એ લોકોએ લક્ષથી સાંભળી છે એટલે એમને કશું કહેવાની જરૂર પણ નથી રહી."

પોતાની માલિકીની એક પેટીમાં કેટલાંક અલંકારો ઉપરાંત રોકડ હતી તેને સાથે લઈ મલ્લિકા વિહારમાંથી બહાર નીકળી. તેની પાછળ ચોકિયાતો અને શિલા પણ બહાર આવ્યાં.

*

અણહિલપુર–પાટણની તદ્દન નજીક આવેલા ગામનું નામ હતું પરબ. તેમાં સોએક ઘરની વસ્તી હશે. અહીં એક ઘર ખરીદી તેમાં સહુ વસવા માંડ્યાં. ગાયો ને ભેંસો ખરીદી તેમનાં દૂધ, દહીં માખણ અને ઘી પાટણમાં પહોંચાડવાનું તેઓએ થોડા દિવસમાં શરુ કર્યું. આ વ્યવસાય ફળદાયી નિવડવાથી એક હાટ ઉઘાડવું સહુને જરુરી જણાયું.

આ કાર્યનો આરંભ થયા પછી એક દિવસે ચોકિયાતે પાટણથી પરબમાં પાછા ફરી ઘેર આવતાં ખબર આપી: "અણહિલપુરમાં એક વાત પ્રસરી છે."

"શી વાત છે તે?"

"ચારે બાજુએથી મારા સાંભળવામાં આવ્યું–" ચોકિયાતે મલ્લિકા અને શિલાને વાત કહેવા માંડી: "કે અજય અને સુવિવેકના

જન્મ પૂર્વે આ દેશમાં દુષ્કાળની આપત્તિ આવી હતી તેના નિવારણ સારુ મહારાણીજીએ ગુપ્ત માનતા લીધી હતી તે પુરી કરવા માટે તેઓ યુવરાજને સાથે લઈ પ્રભાસમાં જઈ પહોંચ્યાં છે; ત્યાં તેમણે કોઈ યજ્ઞની પૂર્ણાહૂતિ કરી છે, થોડાક દિવસો ત્યાં રોકાશે, એ પછી જ તેઓ અણહિલ્લપુર પધારશે. કહે છે કે શેષકરણ શેઠ ઉપર એક હુંડી પણ આવી હતી."

આ ખબર સાંભળવાથી તેમને ખડખડ હસવાની ફરજ પડી. તે દિવસે એ બ્હેનપણીઓ વચ્ચે કેટલીયે વાતો થઈ હશે. રાતે શિલાએ તેને કહ્યું: "મારી માસી મને ઘણી યાદ આવે છે."

બીજી રાતે તે બોલી: "મલ્લિકા! જીવનસાથી વિના ગામડાનું શાન્ત, વિશ્રાંત જીવન અકારું લાગતું નથી?"

"બ્હેન! હું જ તને આ પ્રશ્ન પૂછવાની હતી."

એક દિવસે શિલા હાટ ઉઘાડી બેઠી. એ વખતે કોઈ ગામડિયો આવ્યો, બોલ્યો: "કેમ દિકરી! નવા સમાચાર સાંભળ્યા?"

"ના"

"બહુ ખરાબ સમાચાર છે, દિકરી!" ગામડિયા ગ્રાહકે સમાચાર કહ્યા: "પ્રભાસથી પાછા ફરતાં મહારાણીજી, યુવરાજજી અને એમની સાથે જેટલા માણસો હતા તે બધાં જ ઘવાયાં હતાં. કહે છે કે દલનાયક હરિસિંહનું ગઈ કાલે સાંજે અવસાન થયું."

"શિવ, શિવ, શિવ!"

"દિકરી! કહે છે કે સહુથી વધારે લોહી વહ્યું હોય તો તે મહારાણીજીના અંગનું."

"યુવરાજજીની હાલત કેવી છે?"

"કહે છે કે આયુર્વેદાચાર્યજી રાજપ્રાસાદમાંથી ખસી શકતા નથી."

આ માઠા સમાચાર સાંભળવાથી શિલાના હૃદયમાં સખત આઘાત પહોંચ્યો. તેનું આનંદી જીવન શોકછાયાથી ગ્રસ્ત થતું હોય તેમ જણાયું.

"લડાઈ થશે, ભયાનક લડાઇ થશે. દિકરી! શહેરોમાં ને ગામડાંઓમાં દુશ્મનનાં ધાડાં ઉતરી આવશે. વખત બહુ માઠો આવે છે. ભગવાન જેને બચાવશે એજ બચશે." જોઇતી સામગ્રી ખરીદી ગ્રાહકે જવા માંડયું.

–જતાં જતાં બોલ્યો: "તારા ચાર ભાઈ છે એમાંથી ત્રણ જણાને કહે કે લશ્કરમાં જોડાઈ જાય."

ચોકિયાતોને આ ડોસો શિલા, મલ્લિકાના ભાઈઓ સમજ્યો હતો.

યુવરાજ અને મહારાણીને જોવા પ્રાસાદમાં જવું કે કેમ, એ વિચારે હવે તેના મનમાં ઘોળાવા માંડ્યું હતું. ત્યાં જવાથી પોતે મહારાજની દૃષ્ટિ બહાર રહી શકવાની નથી, આ ભય ફરી તેને મુંઝવતો હતો. મહારાજનો ભય રાખવાનું તેને કશું કારણ નહોતું છતાં તે એમનાથી ડરતી હતી. મલ્લિકા દુકાને આવી એ વખતે તેણે પૂછ્યું: "મારી સાથે આવશે?"

"ક્યાં?"

"રાજપ્રાસાદમાં."

"હમણાં મેં ખબર સાંભળી કે યુવરાજ, મહારાણી વગેરે ઘવાયાં છે, વાત ખરી હશે?"

"મને તો એ વાત ખરી લાગે છે."

"ષડયંત્રાચાર્યનું કાવત્રું જણાય છે."

"એનું જ તો."

વાતચીત બંધ પડી. દુકાનના માંચડા પરથી શિલા નીચે ઊતરી ને તેના સ્થાને મલ્લિકા બેઠી.

"ક્યારે જવાનો વિચાર રાખ્યો છે?"

"આવતી કાલે સવારમાં અહીંથી ઊપડીએ."

"ભલે" મલ્લિકાએ આવવાની હા કહી: "આપણે જશું."

*

રાજપ્રાસાદ આગળ પહોંચ્યાં કે તરતજ શિલાના પગ ઢીલાં પડી ગયા. પરોઢિયે મલ્લિકાની સાથે અણહિલપુર તરફ નીકળતી વખતે પંથ કાપતાં વાર લાગી નહોતી.

રસ્તામાં તો 'રાજપ્રાસાદ સાવ સાદું ઘર છે' 'યોગ મહારાજની આંખોમાં, તેમના હલનચલનમાં ને તેમની બોલવાની પદ્ધતિમાં એવાં ઉગ્ર તેજ છે કે અધમાત્માઓનાં નેત્રો જ તેમની સામે સ્થિર થઈ શકતાં નથી.' 'એ બેઠા છે એ રાજ્યાસન નથી પણ ધર્માસન છે. એમના માથા પર ઝગમગે છે એ રાજમુકુટ નથી પણ દર્શન, વંદનને યોગ્ય માહેશ્વરની મૂર્તિ છે, આમ આપણને જણાયા વિના ન રહે.' 'એમના મુખમાંથી અવાજ બહાર નીકળતો હોય એ ક્ષણે એમ લાગે કે કોઈ ગંભીર સ્વભાવનો તપસ્વી મનુષ્ય માત્રને આજ્ઞા આપી રહ્યો છે અને એ સાંભળતી વખતે શરીરની સર્વે રગોનું શોણિત ધબ-ધબ કરતું જોરભેર વહેવા માંડે છે.'

–આવી કેટલીયે વાતો તેના મોંમાંથી બહાર નીકળી હતી.

–એની સાથે રાજપ્રાસાદમાં જવાથી જગતના પવિત્રાત્માના દર્શન કરવાનો લાભ મળશે, એમ મલ્લિકાએ ઉત્સાહભેર માન્યું હતું.

–ભગવાન ધુર્જટિની પ્રતિમાનું સ્મરણ કરાવનાર એ રાજમુકુટને મસ્તક નમાવી બંને હાથ ભેગા કરી નમસ્કાર કરવાની તેણે આશા રાખી હતી.

–પુન્યાત્માને વંદન કરવાથી અંતઃકરણમાં ગુંગળાઈ રહેલા, હજી સુધી એક પણ સ્ત્રી–પુરુષ આગળ કદી પ્રકટ થયા નથી એ મનોભાવ એક શ્વાસે મુકિત પ્રાપ્ત કરી શકશે એમ તેણે શ્રદ્ધા રાખી હતી.

એ ઉત્સાહ, આશા ને શ્રદ્ધાની ઉત્પાદકે જ તેમનું ઉચ્છેદન કરવા માંડયું છે આમ હતાશ થઈ મલ્લિકાએ ક્ષીણ સ્વરે કહ્યું: "શિલા ! અહીં સુધી આવી પાછા ફરવું એ તો ભાગિરથીના કિનારેથી સ્નાન કર્યા વિના જતા રહેવા બરાબર છે."

"મારી હિમત તૂટી પડી છે, મલ્લિકા !"

"અરે !" શિલાનો હાથ પકડી મલ્લિકાએ તેને દ્વાર પ્રદેશ તરફ ખેંચવાનો પ્રયત્ન કર્યો: "ચાલ"

પ્રાસાદના દ્વારમાંથી બહાર નીકળતા બે મહાન નાગરિકોને જોઈ મલ્લિકાએ શિલાનો હાથ છોડી દીધો.

"યુવરાજને મળવા ગયા હતા ?"

"હા, એમની તબિયતની ખબર કાઢવા."

"કેમ છે એમને ?"

"એમના જખમો બે દિવસમાં રુઝાઈ જશે, એમ લાગે છે."

"ત્યારે તો સારું."

"અને મહારાણીજી ?"

"એમની સ્થિતિ કળી શકાતી નથી. આયુર્વેદાચાર્ય કહે છે કે ત્રણ ચાર દિવસમાં એય બેઠા થઈ જશે. પણ મને વિશ્વાસ બેઠો નથી. હું માનું છું કે એમનું આયુષ્ય અવશેષ હશે તોજ તે બચી શકશે."

"શિવ ! શિવ ! શિવ !" બહારથી રાજપ્રાસાદના દ્વાર પ્રતિ જતા ત્રીજા એક નાગરિકે પેલા બે મહાનાગરિકો સાથે વિશેષ વાતચીત કરવા ન રોકાતાં ઝડપથી પગ ઉપાડયો.

જતાં જતાં બોલ્યો: "ભગવાનને મારી પ્રાર્થના છે કે તેમને આયુષ્ય અર્પે!"

આ વાર્તાલાપ મલ્લિકા અને શિલાએ ધ્યાનથી સાંભળ્યો હતો. તેઓ પ્રાસાદદ્વારથી લગભગ બારેક હાથના અંતરે ઉભાં હતાં.

મહારાણી પ્રત્યે શિલાના હૃદયમાં અનન્ય ભક્તિભાવ છે, એમ માનતી મલ્લિકાએ તેને પૂછ્યું: "હવે હિંમત આવશે?"

જવાબમાં કશું ન બોલતાં શિલાએ પગ ઉપાડ્યો, તેનું સર્વાંગ કંપતું હતું, બે એક ડગલાં આગળ ચાલી તે ભયભીત થઈ હોય તેમ બોલી: "મલ્લિકા! મને મહારાજની બીક લાગે છે. મને પૂછશે: 'તે દિવસે તું જતી કેમ રહી?'

–એ વખતે મને મરવા જેવું થશે.

–ક્ષણો સુધી અટકી અવાક્ ઉભી રહી. પોતાની મેળે એક ડગલું વિશેષ ચાલી બબડી: "અને યુવરાજ મને જોતાંજ શું કહેશે?"

જવાબ મનમાંજ સર્જાયો: "જતી રહે, ઇર્ષ્યાળુ! હું તારું મોં જોવા ઇચ્છતો નથી."

"બંધનાગારમાં મલ્લિકા અને કૈલાસની જોડે હું તેમને મુકત કરવા ગઈ હતી એ વખતે–" ભુતકાળમાં બનેલો પ્રસંગ યાદ આવતાં તે વેદના અનુભવવા માંડી: "યુવરાજના મોં પર કેવા ભાવ હતા, હું જ એ પારખી શકી હતી. મને જોવાથી તેનાં નેત્રોમાં સ્મિત ફરકવું જોઈએ તે બદલે હૃદયમાં ગુંગળાઈ રહેલી ઘૃણા નીતરતી હતી, એ હું જ પામી ગઈ હતી."

શિલાને પુનઃ વિચારગ્રસ્ત ઉભેલી જોઈ મલ્લિકાએ કહ્યું: "તારા જેવી અસ્થિર મનોવૃત્તિની એક પણ સ્ત્રી આજ પૂર્વે મારા સમાગમમાં આવી નથી. ચાલ, ચાલ."

બળાત્કારે તે તેને ખેંચવા માંડી.

## પ્રકરણ ૧૮ મું : :

### હસ્તમેળાપ

મહારાણી, યુવરાજ અને તેમની સાથેના માણુસો પર આક્રમણ કરનારા શત્રુઓએ ઉત્તમ કોટિનાં શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કર્યો હતો તેમજ વિષ પાયેલાં હથિયારોનો ઉપયોગ કર્યા વિના તેઓ રહ્યા નહોતા.

–આ મત વયોવૃદ્ધ આયુર્વેદાચાર્યે યોગ મહારાજ આગળ વ્યકત કર્યો હતો.

ધવાયેલા માણુસોની સારવાર રાજ્યના ઔષધાલયમાં શરુ થઈ હતી. નિષ્ણાત અગદાચાર્યોએ ઉપચારો કરવા છતાં દલનાયક હરિસિંહ અને નીલમરથનો સારથી બચી શકયા નહોતા. આ પરથી તે બોલ્યા હતા : " એ લોકોને ઝેરી હથિયારની માઠી અસર થઈ હતી."

કૈલાસ તથા તેના સેવક થઈ રહેલા ચોકિયાત સંપૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા હતા. આ બે જણુના જખમોને રુઝાતાં વાર ન લાગવાથી તેમણે કહ્યું હતું : " ગામડિયો અને તેનો સેવક ઝેરી હથિયારથી બચવા પામ્યા છે."

ક્ષેમકુમારના જખમોને રુઝાતાં હજી બે–ત્રણ દિવસો વીતશે એમ તે બોલ્યા હતા.

"મહારાણીના મોં પર ઉલ્લાસ દેખાય છે. તેના મનમાં સંતાપની અસર નથી; છતાં એમના સંબંધમાં નિર્ણયાત્મક મત આપી શકાય નહિ." આ પ્રમાણે એમણે મહારાજને કહ્યું હતું.

આયુર્વેદાચાર્યના મત પરથી મહારાજના મનમાં નિરાશાએ સ્થાન લીધું હતું.

"કેટલા વખતે હું અહીં આવું છું!" આ વિચાર વિદ્યુત પેઠે શિલાના મનમાં આંચકો લગાડી જતો રહ્યો. આજુબાજુ નજર ફેંકતાં તે અચકાતી હતી. પોતાનાં નેત્રોને ભૂમિ પ્રત્યે સ્થિર રાખી તે મલ્લિકાની પાછળ પાછળ પ્રાસાદમાં પ્રવેશી હતી.

એક વિશાળ ખંડમાં એક બાજુએ મહારાણી બિછાનાવશ હતા. તેમનાથી સહેજ દૂરના બિછાનામાં યુવરાજ બેઠા હતા. એજ ખંડમાં પન્ના, સોના, અજય, સુવિવેક, આયુર્વેદાચાર્ય, શેષકરણ શેઠના પત્નિ, કૈલાસ, ઉપરાંત રાજપંડિત, નગરમંત્રી વગેરે અધિકારી વર્ગનાં બૈરાંઓ બેઠાં હતાં.

કશીક જરુર પડતી કે તરતજ પન્ના અને સોના એ ખંડમાંથી બહાર જતી અને થોડી ક્ષણોમાં પાછી આવી હાજર થતી.

"હેં કૈલાસ!..."

"માતાજી!..."

"પેલું વીરગણ પુસ્તક મહારાજને દેખાડયું?"

"જી, હા." કૈલાસ બોલ્યો: "આપની ઇચ્છા પ્રમાણે એ પુસ્તકની વ્યવસ્થા થઈ છે."

"બહુ કિંમતી પુસ્તક છે, નહિ?"

"હા, માતાજી! બહુ કિંમતી છે એ."

ક્ષણભર મૌન રહી મહારાણીએ ક્ષેમના બિછાનામાં બેસી રહેલા પોતાના બંને નાના પુત્રોને જોઈ કહ્યું : “ મોટાભાઈ તમને બહુ વહાલો લાગે છે, નહિ ?”

“ મા ! મોટાભાઈ કહે છે : ‘ બીજીવાર જાત્રાએ જશું તો હું ને માતાજી તમને બેયને સાથે લેતા જશું. ’

–આટલું બોલી સુવિવેકે ક્ષેમને ઉદ્દેશી કહ્યું : “ ભાઈ! હવે જાત્રાએ ના જશો. ”

“ કેમ ! ”

“ તમે ને માતાજી માંદા પડીને આવ્યા એવી જાત્રાએ ફરીવાર શું કામ જવું જોઈએ ? ” અજય તરફ મોં ફેરવી સુવિવેક બોલ્યોઃ “ આપણે ગયા હોત તો શું થાત ! ”

“ માંદા પડીને આવ્યા હોત. ” અજય કહેવા લાગ્યોઃ “ ત્યાં માંદા પડવાની બીક રહેતી હશે એથી જ માતાજી અને મોટાભાઈ આપણને સાથે લીધા વગર જઈ આવ્યા.”

કાલી ઘેલી ભાષામાં થયેલો મધુર વાર્તાલાપ સાંભળવાથી અહીં બેઠેલા સહુને આનંદભર્યું હસવાથી ફરજ પડી.

મલ્લિકા અને શિલા અહીં આવી ઉભી રહી. ક્ષેમકુમારે આશ્ચર્ય અનુભવ્યું. તેને ખબર ન હોય એવી રીતે તે પોતાના નાના ભાઈઓ સાથે તેમને અનુકુળ થઈ પડે એવી ભાષામાં વાતો કરવા લાગ્યો.

મલ્લિકાનાં નેત્રો ચારે બાજુએ કોઈ પુન્યમૂર્ત્તિને શોધતાં હતાં. મહારાજને ન જોવાથી તે મહારાણી સમીપ આવી બે હાથ ભેગા કરી બોલી : “ નમન કરું છું, મહાદેવી ! ”

નેત્રસંકેતથી મહારાણીએ તેને આવકાર આપ્યો. સત્કાર પ્રાપ્ત થયાથી આનંદિત વદને મલ્લિકાએ પોતાને યોગ્ય બેસવાની જગા શોધી લીધી.

કોઈ માંત્રિક પ્રતિમા આવીને મહારાણીના પગ આગળ બેસી ગઈ હોય તેવું દૃશ્ય ઉપસ્થિત થયું હતું. આ પરિચિત પ્રતિમા પ્રત્યે પન્નાએ બે ત્રણ વાર જોયું હતું. અજય અને સુવિવેક તેના પ્રત્યે કુતુહલ જોતા હોય તેમ નિરખતા હતા.

આ પ્રતિમા સજીવ છે; છતાં નિર્જીવ કેમ બની રહી છે! એનાં ચક્ષુઓ તેજસ્વી છે; છતાં કોઈ પ્રત્યે તે નિરખતી કેમ નથી! આવા કુતુહલભરપૂર પ્રશ્નોની પરંપરાથી અહીં બેઠેલાંમાં ભાગ્યેજ કોઇનું મન મૂક્ત રહી શક્યું હશે.

તેને જોતાં જ મહારાણી સાવેશ બોલી ઉઠયાં: "શિલા! તું આવી!"

આ ઉદ્‌ગાર કહેતા હતા કે આ પ્રસંગે મહારાણી શિલાને જોવા ઉત્સુક હતાં.

હવે એ પ્રતિમાની જિવ્હા ઉઘડશે, એમ લાગતું હતું. પણ તેવું કાંઈજ બન્યું નહિ. તેણે નિમિષભર મહારાણીના મોં પ્રત્યે નજર માંડી, નેત્રો પુનઃ પાછાં ખેંચ્યાં હતાં. એ ક્ષણે તેના નેત્રોમાં ઝળઝળિયાં રોકાઈ રહેલાં જોઈ મહારાણીએ તેના મસ્તકે હાથ સ્થાપી તેને પૂછ્યું: "તારી શી ઇચ્છા છે, શિલા!"

શિલાની જીભ ઉઘડી: "આમ કેમ બોલો છો, માતાજી!" ગળગળી થઈ બોલી: "મારી ઇચ્છા પુરવાના દિવસો ક્યાં વહી ગયા છે?"

આનાથી કેટલાયગણું વિશેષ બોલવા તે ઇચ્છતી હતી; છતાં બોલી શકી નહિ. તેનો શ્વાસ રુંધાઈ જવાથી તેણે મૌન સેવવાની ફરજ વેઠવી પડી.

"ગાંડી! ભગવાન પ્રલયંકરની ગતિને તેં જોઈ નથી. એનું નિમંત્રણ જેની આગળ આવે છે એ જ એને જોઈ શકે છે. બીજા

કોઈ પાસે એવાં ચક્ષુ હોતાં નથી." આયુર્વેદાચાર્ય તરફ મોં ફેરવી હસ્યાં, પૂછ્યું: "હેં, આચાર્યજી! હું અસત્ય બોલી છું?"

જવાબ ન મળવાથી તેણે પુનઃ હસવા માંડ્યું. આ હસવું જરાય ક્રૂર નહોતું; છતાં તે એક આગાહી છે એમ માની આયુર્વેદાચાર્યે પન્ના તરફ જોયું. તેનો આ નેત્રસંકેત અર્થસૂચક છે એમ પ્રતિત થતું હતું. તે પામી જવાથી પન્ના ત્યાંથી ઉઠી બહાર જતી રહી.

મહારાણીના મોં પર ગંભીરતા પ્રસરતી હતી. ચારે બાજુએ દૃષ્ટિ ફેરવી તે બોલ્યા: "મહારાજ ક્યાં છે? જાઓ, કોઈ જઈ એમને અહીં બોલાવી લાવો."

એમના સ્વરમાં ફેરફાર જણાતાં આયુર્વેદાચાર્યે તેમની સમીપ જઈ તેમના મોંનું નિરીક્ષણ કરવા માંડ્યું. નિરીક્ષણ પુરું કરી તે ત્યાંથી ખસ્યા નહિ. એના મનનો નિર્ણય કોઈથી કલ્પી શકાય તેમ નહોતો.

"ક્ષેમ!" મહારાણીએ મુખભાવથી ત્રણે ભાઈઓને નજીક બોલાવ્યા. તેઓ તેમની માતાના બિછાનામાં આવી બેઠા કે તરતજ માતાએ પુત્રોના માથા પર હસ્ત પ્રસારવા માંડ્યો.

આ ક્ષણો દેવદુર્લભ છે, જેમને સાંપડી છે; તેઓ ભાગ્યશાળી છે, એમ તેનું હૃદય બોલતું હતું.

પ્રત્યેકના મોં પર ગ્લાનિ છવાઈ હતી. કોઈ કશી વાતચીત કરતું નહોતું. પ્રાસાદના કોઈ વિભાગમાં ચંડીપાઠ ભણતા બ્રાહ્મણોના અવાજનો ધ્વનિ અહીંની શાંતિનો ભંગ કરતો હોય એમ જણાવા લાગ્યું.

શાન્ત, ગંભીર મુખમુદ્રા ઓચિંતી ઉપસ્થિત થઈ. એને જોતાં જ મલ્લિકાના મોં પર અદ્‌ભુત દર્શનપ્રાપ્તિનો સંતોષ પ્રસર્યો.

યોગ મહારાજની પાછળ પન્નાએ પ્રવેશ કર્યો હતો. નેત્રસંકેતથી તેને મહારાજે સમજાવ્યું: "અજય અને સુવિવેકને અહીંથી બહાર લઈ જા."

આ સંકેત પારખવાથી મહારાણી બોલ્યા : "પન્ના ! એમને અહીંજ મારી આંખ આગળ રહેવા દે."

મહારાજને બેસવાની સૂચના કરી તેમણે કહેવા માંડયું: "જેમના શસ્ત્રાસ્ત્રોએ મારા અંગને વીંધ્યું છે; તેમના પ્રત્યે મારા મનમાં રોષ નથી. એમનું કૃત્ય ગમે તેવું હોય, હું તેમની નિન્દા કરતી નથી. ક્ષત્રિયો વાંછે છે એવી તક મેં પ્રાપ્ત કરી છે; એ માટે હું આક્રમણકારીઓને નિમિત્ત માનું છું. એમણે મને યશ આપ્યો છે."

યુદ્ધનો ભોગ બનેલા યોદ્ધાના મોં પર જન્મે છે તેવો આનંદ મહારાણીના મોં પર પ્રસર્યો હતો.

આ મૂક આનંદ કહેતો હતો: "આજે વાંછના માત્રની અવધિ છે. પરમ સંતોષનો દિવસ આજે જ છે. આજના આ પ્રસંગે કોઈએ શોક કરવો નહિ."

તેમણે મહારાજને પૂછયું : "મેં જીવનને જીત્યું હોય એમ લાગતું નથી ?"

"તમે વિજય મેળવ્યો છે, દેવી !" મહારાજ બોલ્યા : "એનું વર્ણન હું કરી શકું તેમ નથી. તમે આચરેલું ઈતિહાસ બનશે. આ ક્ષણે તમે વાંછશો એય અસત્ય નહિ હોય."

"આપણા આંગણામાં ઉત્સવ માણું ?"

"માણો, તમે અધિકારી છો."

મહારાણીના મનમાં હજી વાંછના છે, એમ જણાતું હતું. એ વાંછનાને કોઈ પામી શકયું નથી, એમ સ્પષ્ટ થતું હતું. કયા પ્રકારનો —કયી બાબતનો ઉત્સવ માણવા તે ઇચ્છે છે, એ સમજાતું નહોતું.

રાજાની અનુમતિ પ્રાપ્ત થતાં જ મહારાણીએ પથારીમાં બેઠા થઈ હસતા મોંએ ઉત્સવ માણ્યો. સહુ ચકિત થયાં. કાર્ય એટલી ત્વરાથી પુરું થયું હતું કે જેથી તે પ્રત્યે વિચારવાની તક કોઈને મળી નહિ.

ક્ષેમ અને શિલાનો હસ્તમેળાપ નિરખવાની અને પોતાના હસ્તે એ કાર્ય કરવાની વાંછના મહારાણીના મનમાં હશે, એવી કલ્પના સરખીયે કોઈને થઈ નહિ હોય. આ કાર્ય મહારાણીના મનનો ઉત્સવ હશે, એમ કોઈએ ધાર્યું નહિ હોય.

નિમિષમાં આરંભાઈ સમાપ્ત થયેલો હસ્તમેળાપ જોતાં જ મલ્લિકા ચોંકી હતી.

– એ પ્રસંગે શિલાએ ચમત્કાર અનુભવ્યો હતો.

– એ અનુભવતી વખતે ક્ષેમનું સર્વાંગ ધ્રૂજ્યું હતું.

હસ્તમેળાપ કરાવી મહારાણીએ ચારે બાજુએ દૃષ્ટિ ફેરવી હતી. એ ક્ષણે તેમનાં ચક્ષુઓમાં પ્રસરેલાં સ્મિત બોલ્યાં હતાં: "શિલા અને ક્ષેમનાં હૃદયને હું પામી શકી છું. મેં ઉત્સવ માણ્યો છે, તેમાં અસત્ય કે અધર્મનો અંશ નથી. તેનાથી કોઈને અન્યાય થયો નથી."

થોડી ક્ષણો સુધી મૌન બેઠા પછી એમણે સુવિવેક, અજય, ક્ષેમ અને શિલા પ્રત્યે લાગણીભરપૂર નયને જોયું. એ પછી મહારાજના મોં સામે જોઈ તરત જ પોતાના પુત્રોને પુનઃનિહાળવા માંડ્યા.

આ પ્રસંગ હૃદયભેદક જણાવ્યાથી સહુનાં નેત્રો સ્થિર થયાં, સજળ બન્યાં.

રાજપંડિતનાં પત્નિ પ્રત્યે એમણે સૂચક દૃષ્ટિ ફેંકી. બીજી જ ક્ષણે રાજપંડિતના પત્નિએ વેદની ઋચાઓ ઉચ્ચારવા માંડી. આ સમયે મહારાણીએ પોતાનાં નેત્રો મિચીં લીધાં હતાં. તેમના મોં પર સંતોષ પ્રસર્યો હતો.

'મા' 'માતાજી' 'ભગવતી' 'મહાદેવી' વગેરે સંબોધનો અનુક્રમે સંભળાયાં. કશોજ પ્રત્યુત્તર પ્રાપ્ત થયો નહિ. નગરશેઠનાં પત્નિએ અજયને પકડી ખોળામાં લીધો. સુવિવેકને કૈલાસે ઉઠાવી

બાથમાં શમાવ્યો. આયુર્વેદાચાર્ય ક્ષેમના સ્કંધ પર હસ્ત સ્થાપી ઉભા રહ્યા. શેષકરણ શેઠના પત્નિએ શિલાને જાળવી રાખી.

ચારે દિશાએ ગાઢ અંધકાર પ્રસર્યો છે; તેમાંથી દિવ્યચક્ષુ પામી શકે એવું એક કિરણ ઉત્પન્ન થાય છે. બીજીજ ક્ષણે ચોમેર પ્રકાશ પથરાઈ રહે છે. એને નિરખવાની શક્તિ રુંધાય છે અને એ પછી કોઈ પળે પુનઃ તિમિર પથરાય છે. કિરણ ક્યાં ગયું?

– આ ભ્રાન્તિ મહારાજે અનુભવી.

શાન્તિને ભેદી રહેલા ધ્રુસકા, કંપનથી ઉત્પન્ન થતો રવ અને ક્યારેક ઉદ્ભવી બંધ પડી જતી શ્વાસની ક્રિયાઓથી વાતાવરણ ગ્લાનિભરેપૂર બન્યું હતું.

મહારાજ નિષ્ક્રિય ઉભા હતા.

## પ્રકરણ ૧૯મું ::

### મયૂરાસનની સ્વામિની

એક વિશાળ મેદાનમાં સહસ્ત્રો સૈનિકો હારબંધ ઉભા હતા. તેમની સામી બાજુએ સેનાધ્યક્ષો વચ્ચે મંત્રણા થતી હતી. મધ્ય વિભાગમાં મયૂરાસન ગોઠવાયું હતું. તેની બંને બાજુએ અંગરક્ષકો ઉઘાડી તલવાર હસ્તમાં ધારણ કરી ઉભા હતા.

થોડીવારમાં આ ખાલી મયૂરાસનમાં કોઈ વિરાજમાન થવાનું હોય એવી કલ્પનાઓ થતી હતી. સેનાધ્યક્ષોમાં એક જણ બોલ્યો : "આપણે ત્યાં રાજાના રાજની જરુર નથી."

બીજાએ કહ્યું : "મેં પણ એ જ મત આપ્યો છે."

ત્રીજો સેનાધ્યક્ષ પોતાના મસ્તક પરના વજ્ર પેચ પર હસ્ત પ્રસારી કહેવા લાગ્યો : "એનું સૌન્દર્ય જોતાં નેત્રો ધરાતાં જ નથી. એ આ આવ્યાં......"

જેના સંબંધમાં વાર્તાલાપ થતો હતો તે વ્યક્તિને સહુએ આ તરફ આવતી દીઠી. તેના માથાના વાળ પીઠ સુધી પથરાયા હતા, લલાટમાં કોઈ અમૂલ્ય હીરો બાંધ્યો હતો. કંઠથી ઘૂંટણ સુધીનું અંગ એક જ વસ્ત્રે ઢાંકયું હોય તેમ જણાતું હતું. ઉજળા-ઘઉંવર્ણા બંને

બાહુ અંગુલીથી સ્કંધ સુધી સાવ ઉઘાડા હતા. એક ખભામાં ચન્દ્રાકાર ધનુષ્ય અને બીજા ખભાની સહેજ પાછળ ભાથું, જેમાં તીક્ષ્ણ ધારવાળાં સાત બાણ હતાં. કટિપ્રદેશને ફરતો પટ બાંધ્યો હતો, જેના એક છેડે સોનેરી મ્યાન બંધ તલવાર લટકતી હતી. હાથમાં રાજદંડ હતો. હસ્તિ પેઠે ઝુલતી તે વ્યક્તિ જેમ જેમ વધારે સમીપ આવવા માંડી તેમ તેમ તેના મુખારવિંદ પ્રત્યે અનેક નેત્રો મંડાવા લાગ્યાં.

મયૂરાસનની સમીપ આવી એ વખતે પ્રત્યેક સેનાધ્યક્ષે મ્યાનમાંથી તલવાર ખેંચી શિરસ્ત્રાણને સ્પર્શાવી તેને માન આપ્યું. સૈનિકોએ એમનું અનુકરણ કર્યું હતું.

આસનમાં એક પગ સ્થાપી તેણે ઉત્સાહપૂર્વક ચારે બાજુએ દૃષ્ટિ ફેરવી. જમણા હાથ પર ઉભા રહેલા ચન્દ્રક સોલંકીએ પોતાના હસ્તમાં ધ્વજા હતી તે ઉંચી કરી. એજ ક્ષણે એક સેનાધ્યક્ષે ઉલ્લાસભેર પોકાર્યું : " અખંડ બ્રહ્મચારિણી મેનકારાણીનો જય હજો."

બીજાએ ઉમેર્યું : " સિન્દુરસ્વામિની સૌન્દર્યદેવીનો જય હજો."

ત્રીજો પોકાર એકી સાથે સંભળાયો : " જય, જય પરમ પરમેશ્વરી સિન્દુરસ્વામિનીનો જય."

' મુકુટવિહોણું મસ્તક શોભતું નથી. ' ' ચન્દ્રનો પ્રકાશ આ સૌન્દર્યમુખથી સમાગમ સાધે છે.' ' તલવારની ધાર જેવી આંખો પ્રતિ જોઈ શકાતું નથી.' ' હવે અણહિલવાડનું રાજ્યાસન નિસ્તેજ થયા વિના નહિ રહે. '

– આ પ્રમાણે કેટલાંય મનોમંદિરમાં શાન્ત, ગંભીર આન્દોલન શરુ થયાં હતાં.

તે વ્યક્તિ આસનારુઢ થયા પછી સોલંકીએ સૈન્યમંડલ પ્રતિ દૃષ્ટિ ફેરવી કહ્યું : " અણહિલવાડમાં ક્ષત્રિયો અને ભિલ્લો વચ્ચે આજસુધી કુસંપ હતો. રાજાએ કાલિભદ્ર તથા અખંડરાજને બંધ-

નાગારમાં મોકલી એ કુસંપ ટાળવાનો મિથ્યા પ્રયાસ કરી જોયો—જેને અત્યાચારી ઉપાય તરીકે આપણે ઓળખીએ છીએ. એવો ઉપાય અજમાવનાર અજ્ઞાન રાજાના અત્યાચારથી તેની પ્રજાને ઉગારવી એ આપણું પ્રથમ ધ્યેય છે."

—આ ક્ષણે મેનકાના મોં પરનો ઉલ્લાસ ઓછો થયો હતો.

સોલંકી અવિશ્રાંત બોલ્યે જતો હતો: "મુઠ્ઠીભર માણસો જેને ન્યાયાશ્રય મહારાજનું બિરુદ આપી રહ્યા છે એ રાજાએ પુરાણપુર પ્રગણું પચાવી તેની સત્તા કૈલાસને સોંપી છે. એ પ્રગણાનો ખરો અધિકારી મનુ પરમાર ક્યાં રખડતો હશે, કોણ જાણે! આ અત્યાચારની વાત પણ હવે તો પુરાણી થવા આવી. મનુ પરમાર પોતાની ધરા—સંપત્તિ પાછી મેળવવા ઇચ્છે ને આપણી પાસે સહાય માગે તો તેને લશ્કરની મદદ આપવી એ આપણું બીજું ધ્યેય છે."

આ સાંભળી મેનકા હસ્યા વિના રહી શકી નહિ. પોતે સોલંકીનાં ધ્યેય પ્રકાશન પ્રત્યે તિરસ્કાર ભર્યું હસી છે, એ ભાવ તેણે મોં પર આવવા દીધો નહોતો.

સામાન્ય પંક્તિના એક જણે સોલંકીને પૂછ્યું: "આપણા તરફથી દૂત મોકલાયો નથી, આ વાત ખરી છે?"

"હા, હજી સુધી એ બાબતની વ્યવસ્થા થઈ શકી નથી."

"ક્યારે થઈ શકશે?"

"કાલે અથવા પરમ દિવસે."

જગતની આંખે પાટા બાંધવાનો પ્રયાસ હવે મેનકાથી સહી શકાતો નહોતો. મયૂરાસનમાંથી ઉઠી ક્યાંક જતા રહેવાનું મન થતું હતું; પણ તેનાથી તેમ થઈ શકતું નથી, એ વિચાર આવતાં જ તેને ખેદ ઉપજતો હતો.

બે દિવસ વીત્યા પછી સોલંકીએ મેનકાને કહ્યું:

"આવતી કાલે ભગતશેઠ આવી પહોંચે તો ઠીક થાય."

"હજી તે અહીં આવવાના છે?"

આ ઘૃણાભર્યું બોલવું સોલંકીને જરાય રુચ્યું નહિ. તે બોલ્યો: "અહીંનો ઉજ્જડ સમુદ્રતટ માનવવિહોણો હતો તેને વસાહત યોગ્ય બનાવવામાં એમનો ફાળો ઓછો નથી. અહીં નગર વસ્યું છે, રાજતંત્ર આરંભાયું છે, આ ઐતિહાસિક કાર્યો પાછળ એમની મહેનત ઓછી નથી. તારા મસ્તકે કિરીટ સ્થાપવાની અભિલાષા છે એને – એટલા માટે જ આવવાના છે."

"એમ!"

"તને મુકુટ પહેરાવશે તેજ ક્ષણથી અહીંનો કારોબાર વ્યવસ્થિત થશે. પછી, તારી આજ્ઞા મેળવી અહીંથી રાજદૂતને મોકલાશે."

મેનકાએ મુંગે મોંએ સાંભળ્યા કર્યું.

"હવે મને ઉંઘ આવે છે." સોલંકી તેની પાસેથી ઉઠી સહેજ દૂર પડેલા આસનમાં જઈ બેઠો, બોલ્યો: "અને જો ને, તારું સૌન્દર્યભરપૂર મસ્તક મુકુટથી ઢંકાશે તે ક્ષણથી હું તારી સાથે વાતચીત કરતાં બહુ વચનનો પ્રયોગ કરીશ."

જગતમાં રાજસત્તાની સ્થાપનાનો આરંભ થયો હશે તે કાળે આવી જ રીતે બંધારણ અને વ્યવસ્થા ઘડાયાં હશે, એમ માની તે બોલી: "હું મુકુટ ન પહેરું તો ચાલી શકે ખરું?"

"રાજદંડ ન હોય તોપણ ચાલે. મયૂરાસન બનાવ્યું ન હોત તોપણ ચાલી શકત." સોલંકી હસવા લાગ્યો: "પણ વ્યવસ્થા, વિધિ ને પ્રતિભા વગર અસંખ્ય માણસોનાં મન જીતાતાં નથી."

ક્ષણભર વિચારી મેનકાએ પૂછ્યું: "ભગતશેઠ આપણને શા સારુ સહાય કરે છે?"

"કહું?" ગંભીરતાથી બોલ્યો: "એના મનમાં એમ છે કે

અણહિલવાડમાં આપણું રાજ સ્થપાય તો તેના અંતઃકરણની એક જ્વાળાને તે શાન્ત કરી શકે."

"એના મનમાં કયી વાંછના અતૃપ્ત રહી છે?"

"તું એને જ પૂછી લેજે."

"મારી આગળ એનું હૃદય ઉઘડશે ખરું?"

"એ હું કેમ કહી શકું!"

છાવણીના કોટગૃહમાં પૂર્ણિમાએ અજવાળાં પાથર્યાં હતાં. મેનકા અને સોલંકી પોતપોતાની અલગ શૈયામાં આંખો મિંચી સૂતાં હતાં.

*

બીજે દિવસે ભગતશેઠ આવી પહોંચ્યા. તેની સાથે મનુ પરમારને જોતાં જ સોલંકી બોલ્યો: "તમારું અહીં આવવું સમયસર છે."

ભગતશેઠના મોં સામે જોઈ તેણે મનુભા સંબંધમાં પૂછ્યું: "આ બારવટીઓ તમને ક્યાંથી હાથ લાગ્યો?"

જવાબમાં ભગતશેઠે અણહિલપુરમાં વ્યાખ્યાન આપ્યું હતું તે બીના કહી સંભળાવી; પછી બોલ્યો: "વ્યાખ્યાનગૃહમાં મનુ પરમારને મેં પારખ્યો હતો. સભા વિસર્જન પછી તે, મારી પાછળ આવ્યો હતો. તેને અહીં લાવતાં મેં કશી તકલીફ વેઠી નથી."

આ બધું સાંભળી રહેલી મેનકારાણીએ મનુ પરમારને ઉદ્દેશી પૂછ્યું: "પેલી તમારી આનંદિની ક્યાં છે?"

"એ લોકો અહીં આવ્યાં નથી?"

"શું અમે એમને અહીં છુપાવી રાખ્યાં છે?"

આ કટાક્ષને નિર્દોષ માની મનુભા બોલ્યો: "તમે નહિ છુપાવ્યાં હોય તો એ લોકો પોતે જ છુપાઈ બેઠાં હશે."

"પણ તે અહીં નહિ, ક્યાંક બીજે."

"એમ હશે."

પ્રાતઃકાળે આવેલા આ બે જણા ભોજનાદિ કાર્યથી પરવાર્યા કે તરતજ તેમને જણાવવામાં આવ્યું: "સૈન્યમંડળની સભા આજે સાંજે ભરવાની છે. મહારાણીના મસ્તકે કિરીટ સ્થપાશે કે તરતજ સૈનિકો, સેનાધ્યક્ષો વગેરેને વેતન અપાશે. આ કાર્ય માટે ચાંદીના અને સોનાના સિક્કા પાડી તૈયાર રખાયા છે."

આ સાંભળી મનુ પરમારે ભગતશેઠને પૂછ્યું: "મહારાણી કોણ?"

જવાબમાં તે હસીને બોલ્યા: "તમારી સામે બેઠાં છે, જેને તમે સારી પેઠે ઓળખો છો."

મનુભા વિસ્મય પામ્યો. સોલંકીને ઉદ્દેશી પૂછવા માંડ્યું: "હેં, ચન્દ્રક! મેનકા તમારા ચાલુક્ય રાજાને પરણવાની છે?"

"એને એટલી ફુરસદ ક્યાં મળે છે?" સોલંકી હસ્યો: મારો કોઈ રાજા છે ને તેની આજ્ઞા પ્રમાણે હું પ્રત્યેક કાર્ય કર્યે જાઉં છું, એમ તમે માન્યું હશે!" ગંભીરતા જાળવી કહેવા લાગ્યો: "આપણી મુલાકાતના આરંભ વખતે વાતચીતમાં મારાથી એવું કાંઈક બોલી જવાયું છે, એ હું જાણું છું."

સહેજ વિરમી તે આગળ બોલ્યો: "મનુભા! આપણી મુલાકાત પહેલાં મારો રાજા કોઈ એક જણ નહોતો."

"કોઈ મંડળી તમારો રાજા હશે!"

"હા, પણ તે મંડળીમાં ત્રણથી વધારે સભ્યો નહોતા. ત્રણમાંથી એકેય તેના બે મિત્રોને સંપૂર્ણ ઓળખી શક્યા નહોતા. પ્રત્યેકને એકબીજાની દૃઢ શક્તિએ ધીમે ધીમે ઓળખાવ્યા, ને ગાઢ મૈત્રીથી બાંધ્યા. આ ત્રણ વ્યક્તિઓ તમારાથી અજાણ નહિ હોય."

આ ત્રિપુટી મનુભાથી અજાણ નહોતી. તેણે માન્યુંઃ "મેળાપની શરુઆતમાં સોલંકીએ પોતાની પાછળ રાજા છે એમ દેખાડવાનો મારી આગળ યત્ન કર્યો ન હોત તો તેના પ્રત્યેક કાર્યમાં જે રીતે હું જોડાયો તે રીતે જોડાયો જ નહોત."

સજ્જનના અવસાનનો આઘાત હવે તેના મન પરથી ઓછો થવા માંડ્યો હતો.

સોલંકીએ તેને વિચારગ્રસ્ત જોઈ પૂછ્યુંઃ "તમારે શું કરવું છે, હવે?"

મનુભાને નિરુત્તર જોઈ તે બોલ્યોઃ "પુરાણપુરમાં પરમારોનું રાજ પાછું સ્થાપવું છે? કહો, મહારાણી મેનકાદેવી તમને લશ્કરની સહાય આપવા તૈયાર છે. તમારી શી ઈચ્છા છે!"

ભગતશેઠે તેને બોલાવવાનો યત્ન કર્યોઃ "મનુ પરમાર! તમે સજ્જન ખોયો છે. એની પ્રાપ્તિ થવાની નથી. તમારા દુઃખ પ્રત્યે અમે સહુ ખેદની લાગણી પ્રદર્શિત કરીએ છીએ."

તેને પૂછવાની કે તેની અનુમતિ મેળવવાની જરૂર નથી, એમ માની ભગતશેઠે સોલંકીને ઉદ્દેશી કહ્યુંઃ "સંધ્યાકાળની સભામાં તમને યોગ્ય લાગે તે નિર્ણય કરજો."

કોટગૃહમાં આ વાર્તાલાપ થતો હતો એ વખતે વાતચીત કરનારાથી આઠેક હાથ દૂર પડેલા વિરામાસનમાં મેનકા ઊંઘતી હતી.

સાયંકાળે મેનકાના મસ્તકે કિરીટ સ્થપાયો, રાજદૂત મોકલવાનો નિર્ણય થયો ને સોલંકીએ નિર્મીત કરેલા એક જણે વેતન આપવા માંડ્યું. આ ક્ષણે સોના–ચાંદીના સિક્કામાં પોતાની છાપ જોઈ મેનકારાણી આશ્ચર્યમાં ગરકાવ થઈ.

વેતન વહેંચવાનું કાર્ય પુરું થયા પછી સોલંકીએ સૈન્યમંડળની સભાને ઉદ્દેશી કહ્યુંઃ "પુરાણપુરના પરમાર રાજા મનુભા આપણા

મિત્ર છે. એમના ભાણેજ સજ્જન સિન્દુરરાજ્યની સ્થાપનાના પ્રાથમિક કાર્યમાં સહાયભૂત થયા હતા. કેટલાક વખત પહેલાં અણહિલવાડમાં ભિલ્લો અને ક્ષત્રિયો વચ્ચે ફાટી નીકળેલા વર્ગવિગ્રહે એમનો ભોગ લીધો છે. એમના આત્માને શાન્તિ પ્રાપ્ત થાય, એ શુભ હેતુથી આપણે સહુએ ઈશ્વરની પ્રાર્થના કરવી જોઈએ, એવી પરમ પરમેશ્વરી મેનકાદેવીની ઉત્કંઠા છે."

સહુએ આંખો મિંચી બે હાથ ભેગા કરી મૌન સ્તુતિ કરી. આ વાતાવરણથી મનુભાના હૃદયમાં સોલંકી પ્રત્યે અભાવ હતો તે નષ્ટ થયો.

રાતે કોટગૃહમાં પગ મૂકતાંજ મેનકારાણીનું વિસ્મય વધવા માંડયું. ગૃહની એક દિશાએ રાતા મખમલની ચાર દિવાલો વચ્ચે તેનું શયનાગાર રચવામાં આવ્યું હતું. અહીં આવી તેણે અતિ સુશોભિત એક પર્યંક જોયો, તેમાં તે બેઠી.

આ બધી વ્યવસ્થા ક્યારે થઈ, કોણે કરી–આ વિચાર તેના મનમાં ઉભરાતો હતો એ વખતે બહારથી પ્રશ્ન પૂછાયોઃ "પરમ પરમેશ્વરી! આપની ઈચ્છા હોય તો બહાર આવો."

તરત જ મેનકા પર્યંકમાંથી ઊઠી બહાર આવી. એક સામાન્ય આસનને અઢેલી સોલંકી ઊભો હતો. તેની પાસે બીજું અસામાન્ય આસન ખાલી પડયું હતું. તેમાં બેસવાની મેનકાને પ્રાર્થના કરી તે બોલ્યોઃ "વિરાજો અહીં."

તે બેઠા પછી સામાન્ય આસનમાં સોલંકીએ સ્થાન લીધું. "હવે કશી ઉણપ લાગે છે?"

"ઉણપ?" મેનકા સસ્મિત બોલીઃ "સોલંકી! આટલું બધું માન મને શા સારુ અપાવો છો?"

"જેને યોગ્ય જે છે તે તેને મળવું જોઈએ." સોલંકી વિવે-

કથી બોલ્યો: "પરમેશ્વરી! રાજદૂતની સાથે આપની છાપના સુવર્ણના સિક્કાઓ મોકલાયા છે."

"શામાટે?"

"ચાવડો રાજા એમ માની ન બેસે કે સિન્દુરસ્વામિની એ કોઈ લુંટારુ ટોળીની અધિષ્ટાત્રી છે." સોલંકીએ ખુલાસો કર્યો: "એટલા જ સારુ પાંચ હજાર વ્યાપકોની ભેટ અણહિલવાડની ભિલ્લ પ્રજાને મોકલાઈ છે."

સોલંકી આગળ એટલું બધું સુવર્ણ આવ્યું શી રીતે? શું ભગતશેઠે લાવી આપ્યું હશે? ભગતશેઠ આગળ રાજસત્તાઓ ઊભી કરી શકાય એટલો બધો–અખૂટ ધન ભંડાર હશે?–આ વિચારનો અંત આવતો નહોતો.

"આપ જાણતા હશો કે ભગતશેઠ મોજડીમાં અણહિલવાડના સિક્કા લાવ્યા હતા એ વખતે તેની હારે તેના માણસો હતા!"

"હા, હું એમને ભૂલી નથી."

"એ માણસો આજકાલમાં અહીં આવી પહોંચશે. રાજાના કોષાધ્યક્ષના હાથ નીચેના એ માણસો છે. એ લોકો માની બેઠા છે કે અણહિલવાડમાં ચાવડાનું રાજ રહેવાનું નથી."

"એમના મગજમાં એવું ઠસાવનાર ભગતશેઠ હશે!"

"આપે શી રીતે જાણ્યું?"

"મારી અટકળ સાચી છે ને!" મેનકારાણી ગૂઢ વિચારી બોલી: "સોના–રુપાનાં અસંખ્ય સિક્કાઓ અહીં વહેંચાવા માંડે એ પરથી હું એટલું ય સમજી ન શકું કે તે બધું ક્યાંથી આવે છે. કોણ લાવે છે!"

સોલંકી હસીને બોલ્યો: "એ માણસોને અહીં આશ્રય આપવાનો મેં નિશ્ચય કર્યો છે."

"એટલી સજ્જનતા દાખવવી એ પણ એક પ્રકારનું ધર્મપાલન છે."

*

બે દિવસો વીત્યા છતાં કોષાધ્યક્ષના માણસો સિન્દુરમાં દેખાયા નહિ; આથી સોલંકીને ચિન્તા થઈ. તેણે ભગતશેઠને બોલાવી પૂછ્યું: "તમે શું ધારો છો?"

"કાંઈ જ કહી શકાય નહિ."

"પકડાઈ ગયા હશે?"

"એમ બન્યું હોય તો પણ આપણે શું?" ભગતશેઠે નિશ્ચિતપણે જવાબ આપ્યો: "સુરક્ષિત આવી પહોંચવું એમનું કામ છે. અહીં આવ્યા પછી એમને રક્ષણ આપવું એ આપણું કામ છે."

વિચારગ્રસ્ત મેનકાએ અહીં આવતાં આ પ્રશ્નોત્તરી ધ્યાનથી સાંભળી હતી. તેને જોતાં જ સોલંકી અને ભગતશેઠ આસનમાંથી ઊઠયા.

"ભગતશેઠ! તમારી શક્તિ જોઈ હું પ્રસન્ન થઈ છું."

"પરમેશ્વરી! આપની શક્તિ જોયા પછી શૌર્યચાહક નર-નારીઓ પ્રસન્ન થશે."

"હવે તમે અહીં જ રોકાઈ જાઓ."

"વાત એમ છે," ભગતશેઠ હસીને બોલ્યા: "કોષાધ્યક્ષના માણસો આજ સાંજ સુધીમાં અહીં આવી પહોંચે તો ત્યાં જવામાં મને કશી અડચણ જેવું નથી."

સાંજ વીતિ ગઈ, જેમની પ્રતિક્ષા થતી હતી તેઓ દેખાયા નહિ. ભગતશેઠે હવે અણહિલપુરમાં જવાનું હમેશ માટે મુલતવી રાખવું આ પ્રબંધ થયો.

પરોઢિયે કોષાધ્યક્ષના માણસો સિન્દુરમાં આવ્યા એ જોઈ મેનકાએ ભગતશેઠને પૂછ્યું: "હવે તમારે વિચાર ફેરવવો પડશે,—નહિ?"

"હા," ભગતશેઠ બોલ્યા: "મને એમ થાય છે કે હજી એક આંટો ત્યાં થઈ આવું–"

કોષાધ્યક્ષના માણસોએ અણહિલપુરના સમાચાર કહી સંભળાવ્યા હતા.

"અણહિલવાડની મહારાણીનું અવસાન થયું." સાંભળતી વખતે મેનકારાણી, ચન્દ્રક સોલંકી અને ભગતશેઠને આઘાત પહોંચ્યો હોય એમ જણાતું હતું.

"અવસાન પૂર્વે મહારાણીએ શિલા અને ક્ષેમનાં લગ્ન કર્યાં છે." આ ખબર સાંભળતી વખતે મેનકારાણીનું હૃદય કપાતું હોય એમ લાગતું હતું.

"અવસાન સમયે રાજપ્રાસાદમાં મલ્લિકા હાજર હતી." આ ખબર સાંભળવાથી સોલંકી ખડખડ હસ્યો હતો. તેનું આ હસવું ભયજનક હતું.

"કૈલાસ જ્યારે પ્રાસાદની બહાર નીકળ્યો તે વખતે મલ્લિકા તેની પાછળ ગઈ હતી. કૈલાસની સાથે આયુર્વેદાચાર્ય હતા, બીજા બે જણા પણ હતા. તેમની દરકાર રાખ્યા વિના ગાંડી બબડે તેમ તેમને તે ઉદ્દેશી બોલી હતી: "ક્ષેમકુમારના હૃદયને એમના માતુશ્રી પારખી શકયા નહોતા. શિલા યુવરાજને યોગ્ય નથી. એને યોગ્ય કોણ છે તે હું જાણું છું."

આ સાંભળતી વખતે મેનકારાણીના મોં પરની નિરાશાની છાયા ભેદાઈ હતી.

મલ્લિકાને કયા પક્ષની માનવી, આ પ્રશ્ન ભગતશેઠ અને સોલંકીને મુંઝવવા માંડયો.

'અહીંથી ભૃગુપુર ઉપડી જવું. ત્યાં રહીને મલ્લિકા સંબંધમાં બાતમી મેળવવી. જો તે શત્રુ પક્ષમાં મળી ગઈ છે, એમ જણાય તો ત્યાંથી સિન્દુર તરફ પાછા ફરી આવવું.'

-આ પ્રમાણે ભગતશેઠે નિર્ણય કર્યો. સોલંકીએ તેને અનુમોદન આપ્યું. મેનકારાણીએ કશો જ મત પ્રકટ કર્યો નહિ. ત્યાંથી ઊઠી તે કોટગૃહમાં પોતાનું શયનસ્થાન હતું તેમાં જતી રહી.

"પ્રાસાદની દાસીને કોઈ યુવરાજ સ્વીકારે નહિ. કોઈ મહારાણી પોતાના પાટવી કુંવરના લગ્ન દાસી સાથે કરે નહિ. આમ માનવામાં મેં કેટલી બધી ભૂલ ખાધી!" શયનાગારમાંથી બહાર નીકળી આ બે જણા આગળ પાછી આવી પોતાના મનનો ઉભરો તે ખાલી કરવા માંડી: "મને અભિમાન હતું કે હું કદી છેતરાવાની નથી. આ અભિમાન શિલાએ ખંડ્યું છે. મલ્લિકાને તેનો પંથ ભુલાવનાર પણ એજ જાસુસ છોકરી-બીજું કોઈ નહિ."

જિન્દગીમાં પહેલી જ વાર પોતે છેતરાઈ છે, એમ માનવાથી તેનું મોં ઉતરી ગયું છે. તેણે અસ્થિરતા પ્રાપ્ત કરી છે તેનું પણ એજ કારણ છે, એમ જણાતાં ભગતશેઠે સોલંકીને ઉદ્દેશ કહ્યું: "નાહક શા માટે બળતરા કરે છે! શિલાએ જાસુસી કરીને પરિણામે શું પ્રાપ્ત કર્યું? આપણામાંથી કોઈ ને હાનિ પહોંચાડી શકી નથી. સિન્દુરસ્વામિનીએ સંતાપ શા સારુ કરવો જોઈએ!"

"રાજમહેલની એક સામાન્ય દાસી મને મૂર્ખ બનાવી ગઈ છતાં મને સંતાપ ન ઉપજે?" મેનકારાણીએ ધુંધવાટ વ્યક્ત કર્યો: "મને બળાપો થાય છે."

સ્વસ્થ થઈ તે બોલી: "કાંઈ નહિ. મને છેતરનારને ભાન કરાવીશ કે હું કોણ છું, મારી શક્તિ કયાં સુધી પહોંચી શકે છે-"

"હમણાં સુધી આપે જાળવી રાખેલી શાન્તિ અમને મૂંઝવતી હતી." સોલંકીએ મેનકાને ઉદ્દેશી કહ્યું: "મહારાણી! આપની આજ્ઞા પ્રાપ્ત થતાં અહીંના સેનાધ્યક્ષો અણહિલવાડની ચારે દિશાએ ફરી વળશે."

"જોઈએ, રાજદૂત શી ખબર લઈ પાછો આવે છે તે." અશાન્ત હૈયે મેનકા પુનઃ ત્યાંથી ચાલી શયનાગાર તરફ જવા લાગી.

## પ્રકરણ ૨૦ મું ::

### યુવરાજ્ઞિ પદ પામ્યા પછી

"પૂજી શહેરમાં શોકસૂચક દેખાવો થયે જાય છે. લોકહૃદયની લાગણીને જીતનાર મહારાણી જીવનને જીતી જતી રહી છે, આ મતલબનું વાકય અનેક સ્થળોમાં મેં સાંભળ્યું હશે!"

"માસીબા! એ અદૃશ્ય આત્માને હું જિંદગીભર પ્રણામીશ. મારી મુંગી વાંછનાને સંતોષનાર એ જ હતા. કોઈ રાજરાણીએ આજ સુધીમાં કર્યું નથી એ એમણે કરી દેખાડયું છે. આધાર વિનાની છોકરીઓ વહુ બનીને અનેક શ્રીમંત ઘરોમાં ગઈ હશે પણ એવી કોઈ છોકરીને આજ સુધીમાં કોઈ શ્રીમંત ઘરે લાગણીવશ થઈને વહુ બનાવી સાંભળી છે? શ્રીમંત ઘરની સ્વામિનીઓના સમૂહમાં જે કૃત્યને અપવાદ રુપે શોધવું કઠિન થઈ પડ્યું છે; એને રાજકુટુંબે આમંત્ર્યું છે—સ્વીકાર્યું છે. આ કાંઈ ઓછા સાહસની વાત ન કહેવાય."

શિલાએ યુવરાજ્ઞિ થવાનું ભાગ્ય પ્રાપ્ત કર્યું હશે, એવી કલ્પના સુદ્ધાં ચંદા માસીના મનમાં જન્મી નહિ હોય.

શિલાના લલાટ લેખનો ઉકેલનાર કોઈ જ્યોતિષવેત્તા તેનું આ ભવિષ્ય કહી શકયો હોત તો આનંદિનીના પક્ષમાં સામેલ થઈ ચાવડા

રાજકુટુંબ વિરુદ્ધ કાવત્રાંમાં ભાગ લેવાનો વિચાર સુદ્ધાં પોતે કર્યો નહોત એમ ચંદા માસીએ પોતાના સંબંધમાં માનવું પડયું.

પોતાના ભત્રીજા નંદ અને ભાણી શિલાના સુખ માટે પોતે અવિચારી, ઉતાવળો માર્ગ લીધો હતો એમ જણાતાં હવે તેના મનમાં પશ્ચાતાપ થયો.

ભાણીને ઉદ્દેશી તે બોલી: "તે દિવસે ક્ષેમને આંચ આવે એવું કૃત્ય કરવાની તારી અનિચ્છાનું રહસ્ય હવે હું પુરેપુરું પામી શકી છું. સંતાનોને સુખી કરવાની અભિલાષા પાર પાડવા સારુ નિન્દનીય કૃત્યો આચરનાર વડિલોમાંની હું એક શા માટે ન કહેવાઉં!"

માસીનો પશ્ચાતાપ સાંભળી ભાણીનું હૃદય આનંદાવેશથી ઉભરાવા માંડયું.

ક્ષણભર વિચારી તે બોલી: "માસીબા! તમારા આ પશ્ચાતાપથી નંદ વંચિત રહેવો જોઈએ નહિ."

"એનું ભવિષ્ય હવે હું તને સોંપું છું." માસીએ ગળગળી થઈ કહ્યું: "દિકરી! હું તારી મા છું. નંદ તારો ભાઈ છે."

"જુઓને, માસીબા!" શિલાએ સૂચવવા માંડયું: "તમે આનંદિનીનો પત્તો મેળવો તો બધાં સારાં વાનાં થઈ જાય."

"ઓય, ઓય! એમ થઈ શકતું હોય તો બીજું શું જોઈએ." પોતાના બે હાથ ઉછાળી કપાળ સુધી લઈ જઈ માસીએ પોતાની નિર્બળતા પ્રકટ કરવા માંડી: "આનંદિની કયાં જતી રહી છે, એ અહીં કોણ જાણે છે!"

"કદાચ એ પોતે જ તમારે ત્યાં આવશે."

"ત્યારે તો હું એને એવી જાળમાં લઈશ કે સાત જન્મારા સુધી મને યાદ કર્યા કરે."

"ધારો કે તમારે ત્યાં તે ન આવી તો!"

"તો શું?" માસીએ પૂછયું: "તું કહે, મારે શું કરવું?"

"મને શ્રદ્ધા છે કે મારા કહ્યા પ્રમાણે તમે કરી શકશો." શિલાએ સહેજ વાર શોચી બોલવા માંડયું: "મહારાજની આજ્ઞા છે કે સ્ત્રી જાતિને પુરુષ કેદ પકડી શકે નહિ. તમે એને કેદ પકડી લાવશો તો એક પ્રતિપક્ષી ગુપ્તચારિકાને પકડયાનું માન મેળવી શકશો અને તમારે હાથે થવા પામેલું એ કૃત્ય બાધક નહિ ગણાય."

"આ તો તું મને મારાં પાપ ધોવાનો માર્ગ દેખાડી રહી છે." માસી ગર્વથી બોલી: "એક વિશ્વાસુ સ્ત્રી-ગુપ્તચરની ભાણીનો હાથ ગ્રહણ કરનારને સહુ કોઇ અભિનંદન આપશે."

"એ અભિનંદન પ્રાપ્ત કરવાથી યુવરાજનું અંતઃકરણ અભિમાનથી છલકાયા વિના નહિ રહે." શિલાએ સાવેશ કહેવા માંડયું: "માસીબા! એ વખતે મારા મોં પર કયું અભિમાન ઝબકતું હશે!"

"સદ્ગત મહારાણી વિશ્વેશ્વરી દેવીએ એક દેશસેવિકાની દિકરીને યુવરાજ્ઞિપદ આપ્યું છે; આ પ્રમાણે જનતાની જીભને બોલતી કરી ન શકું તો ધુળ પડી મારા બુદ્ધિકૌશલ્યમાં."

માસીના હૃદયનો આવેશ તથા તેના મોં પર પ્રકટેલી રતાશને પામી જવાથી શિલા પ્રસન્ન થઈ.

મધ્યાન્હ ઉતરતી હતી, ઉષ્મા ઓછી થઈ હતી. રાજપ્રાસાદના એક ખંડમાં શિલા અને તેની ચંદા માસી વાતચીત કરતાં બેઠાં હતાં.

ગુર્જરેશ્વરીએ પોતાના અવસાન સમયે આનંદિત ચિત્તે શિલા અને યુવરાજના હાથ મેળવી આપ્યા છે, આ સમાચાર કાને પડયા કે તરત જ ચંદા રાજપ્રાસાદમાં દોડી જઈ પ્રત્યેક કાર્યમાં ભાગ લેવા માંડી હતી.

તે દિવસથી જ તેના મનમાં સ્વાભિમાન શરુ થયું હતું: 'હવે હું સામાન્ય પંક્તિની રજપુતાણી રહી નથી. સદ્ગત ગુર્જરેશ્વરી

મારાં વેવાણુ હતાં. ચાપોત્કટ ચક્ર ચુડામણી યોગ મહારાજ મારા વેવાઈ છે. માતૃભક્ત મનાતા ચાવડા યુવરાજની હું સાસુ છું.'

આ પ્રમાણે પોતાનો ઉચ્ચ દરજ્જો માની મનમાં જ તે ફુલાઈ હતી.

પોતાના ઘરમાં જગદંબાની જે શિલ્પમૂર્તિ પૂજા પામતી હતી. તેની સામે ઘુંટણિયાભેર થઈ માથું નમાવી તેણે પોતાના ઉરનો આનંદ વ્યક્ત કરતાં પ્રાર્થના કરી હતીઃ "મારી ભાણીનાં શુભ નિષ્ટા–આચાર વિચાર અને કર્તવ્યપરાયણતાને તેં ન્યાય આપ્યો છે. હું વાંછતી હતી એથી અધિક મહત્વભર્યું ફળ તેં તેને આપ્યું છે. દષ્ટિબિન્દુ સંકુચિત હતાં એવા જ હિન મારા પ્રયત્નો હતા. હું મૂર્ખ છું એ ભાન તેંજ મને આપ્યું છે. તું ફળદાયિની છે, માયાનો સાગર છે. તારી શક્તિને કોઈ પામી શકયું નથી. તારી આગળ હું ઉપહાસને પાત્ર બની છું, એ હું સ્વીકારું છું, ને ક્ષમા યાચું છું."

પ્રાર્થનાની એ વાત તેણે આ પ્રસંગે શિલાને કહી.

'માસીબા ભોળા છે. યુક્તિ પ્રયુક્તિ કરી શકે છે; છતાં બુદ્ધિના અભાવે મમતાના પ્રવાહમાં આંખો મિંચીને તણાયા છે. એમને વશ કરવાનું કામ કોઈપણ બુદ્ધિશાળી માટે સહેલું છે. એમણે જે કાર્ય પોતાને માથે ઉઠાવ્યું છે તેને પુરું કરતાં પહેલાં એમના મગજમાં બીજી કોઈ વાત ઠસી જશે તો પંચાત થઈ પડશે.'

–વિચારી શિલાએ તેને પૂછ્યુંઃ "આનંદિની માટે તમારો શો મત છે?"

"હવે મને એ લુચ્ચી લાગે છે."

"એને મીઠી મીઠી વાતો કરતાં આવડે છે, એ તમે નથી જાણુતા?"

"વખત પડયે ખુબ બગડી બેસે એવી કયાં નથી?"

"તમે એની સાથે સલુકાઈ જાળવજો."

–ચંદા માસીએ ઊભા થઈ કહ્યુંઃ "લે, બેસ હવે હું જાઉં છું."

"પાછા ક્યારે દેખાશો?"

શિલાએ પૂછેલા પ્રશ્નનો જવાબ આપવાને બદલે પુનઃ બેઠા, બોલ્યાઃ "મારે મોડું થાય છે. જો, ને,–બનતાં સુધી તો હું એક–બે દિવસમાં તારી આગળ આવી જઈશ. પછી તો હરીચ્છા."

ફરી ઊભા થઈ જવા માંડયું. જતાં પહેલાં કહી ગયાઃ "તેં કહી એટલી વાતો મારા લક્ષ બહાર જશે નહિ, એ માટે તું બેફિકર રહેજે."

થોડી ક્ષણોમાં તો તે બહાર નીકળી શિલાની આંખ આગળથી અદશ્ય થયા.

એક વાર પન્નાએ શિલા આગળ આવી કહ્યુંઃ "યુવરાજ્ઞિ! તને માઠું ન લાગે તો કહું."

"કહે, હું માઠું નહિ લગાડું."

"રામયુગના ધોબી આ યુગમાં પણ છે."

"દરેક યુગમાં હોય છે જ."

જવાબ તો આપી શકી, પણ મનમાં દવ લાગ્યો તેને રોકી શકી નહિ, બોલીઃ "મારા માટે બોલાયું હશે કે હું રાજમહેલની દાસી હતી–એજ વાત છે કે બીજી કોઈ?"

"એ ઉપરાંત કેટલીયે વાતો." પન્નાએ તેને બધી વાતો સમજી ગયેલી માની કહ્યુંઃ "તું ચાલાક છે. મારા મોંએથી બધી વાતો બોલાવે એવી મૂર્ખ, અધિરી કે રીસાળ નથી એ હું જાણું છું."

"પન્ના! નદીઓ અને સમુદ્રો બંધથી રોકાયા છે. જનતાની જીભને કોઈજ બંધથી રોકી શકાઈ નથી."

"મને ખબર છે." લાગણી નીતરતા અવાજે પન્નાએ સલાહ આપીઃ "છતાં તારાથી બની શકે તેટલું કરજો"

બે દિવસ પહેલાં પન્નાએ આપેલી સલાહને તે વિસરી નહોતી.

'આનંદિની કોણ છે એ વાતથી હવે રાજકર્મચારીઓ, યુવરાજ કે ન્યાયાશ્રય મહારાજમાં કોઈ અજાણ રહ્યું નહિ હોય, એને કેદ કરવાનું કામ ચંદા માસી પાર પાડી શકે તો ઘણું છે. મારી નિંદા સાંભળવાથી દુભાયેલી પદ્મા નિન્દકોને જડબાંતોડ જવાબ આપી શકશે.' આ પ્રમાણે મન મનાવી શિલા ત્યાંથી ઉઠીને બીજા ખંડમાં જતી રહી.

ત્રીજા દિવસની મધ્યાન્હે ચંદા માસીએ રાજપ્રાસાદમાં આવી શિલાને કહ્યું: "ગઈ કાલે નંદ મારે ત્યાં આવ્યો હતો."

"હેં, સાચી વાત!–કાંઈ બોલ્યો?"

"હા કહેતો હતો–'છૂપી રીતે આવ્યો છું.'–એકાદ બે ઘટિકા સુધી ઘરમાં રોકાયો હતો."

"આનંદિનીનો પત્તો એની પાસેથી મળ્યો હશે!"

"તેં કહી હતી એ બધી વિગત મેં તેને સમજાવી છે. જતી વખતે તે કહી ગયો છે 'કાકી! ફરજ બજાવવાની તક હું તમારી સામે હાજર કરીશ.'–એના શબ્દો પ્રત્યે વિશ્વાસ રાખવામાં હવે કાંઈ હરકત લાગે છે?"

"ના, જરાય નહિ."

"આજે હું વધારે વખત અહીં રોકાઈ શકું તેમ નથી, લે, તું તારે બેસ." કહી ચંદા માસી ઊભા થઈ બોલ્યા: "આનંદિની અણહિલવાડની સરહદ બહાર ગઈ નથી. એની હારે અણનમ પરમાર પણ છે. એ લોકોએ તારા લગ્નની વાત સાંભળી છે તેઓ કોઈ ભયાનક કાવત્રું કરવાની ગોઠવણ કરે છે. જેવા કાવત્રું શરુ કરે તેવા જ હું તેમને જકડી લઈશ."

"આ બધું તમારી આગળ નંદે કહ્યું હશે!"

"એણે કહ્યું છે ને એ જ બધું કરી દેવાનો છે."

કોઈ જબરી જીત મેળવવાનો ભાર માથા પરથી ઉતરતો હોય તેમ ઉત્સાહ વ્યક્ત કરતા માસીબા ઊભા થયા, બોલ્યાઃ "હવે હું જાઉં છું."

એક ડગલું ચાલી મોં ફેરવી સૂચવવા માંડયાઃ "જોજે, હમણાં આ બધી વાતો મનમાંજ રાખવાની છે."

"વારુ."

"કોઈ આગળ કાંઈ ન બોલીશ."

"હું તે કાંઈ મૂર્ખ છું કે આવી વાત પ્રકટ કરવા માંડું!"

"ઠીક ત્યારે—" કહી માસીબાએ મોં ફેરવી ચાલવા માંડયું. સીડી આગળ જઈ બોલ્યાઃ "હું જાઉં છું."

## પ્રકરણ ૨૧ મું : :

**ઝંખના**

રાત વીત્યે જતી હતી. મન્દ મન્દ પવન લહરીથી ડોલતી ઉદ્યાનની વૃક્ષડાળ એક બીજીથી અથડાતાં ધીમો ખખડાટ કાને અફળાતો હતો. શયનાસનમાં સુતેલી શિલા ઊંઘ પામી નહોતી. બાજુના ખંડમાંથી ઝાંખો પ્રકાશ પટ પોતાના ખંડમાં પથરાયો હતો. એ તરફ ધ્યાન જતાં તે બેઠી થઈ. પોતાના અને બાજુના ખંડ વચ્ચેના બંધ બારણાની ચિરાડ ભેદી એ અજવાળું આવે છે, એ પ્રતિત થતાં વાર લાગી નહિ.

"યુવરાજ જાગતા હશે ?"

"એ વિના અજવાળું સંભવિત નથી."

"ઊઠું, ચિરાડ આગળ જઈ ઊભી રહું, નિરીક્ષા કરું-શું કરે છે તે!"

"એકાન્ત રાતની શાન્તિથી મન સંતોષાતું હોય તો બીજું શું જોઈએ ? મુખ જોવાથી ઝંખના તૃપ્ત થતી હોય તો બીજું શું જોઈએ." મનના જે ઊંડાણમાંથી પ્રશ્નો પૂછાયા-ત્યાંથી જવાબ પણ આવ્યા.

મનનો અંતિમ ઉત્તર વિસ્તર્યોઃ "સહકાર, એ ગીત હોય તો

તેની પ્રાપ્તિ શ્રવણુ કરવામાં. સાથી, એ ચિત્ર હોય તો તેની પ્રાપ્તિ નિરખવામાં."

તરંગથી વિવશ થયેલી તે ઉભી થઈ, બંધ બારણાની ચિરાડ આગળ જઈ તેમાં દૃષ્ટિ ફેંકી.

શયનાસનમાં એક પડખું દબાવી ક્ષેમ જાગૃત પડયો હતો.

"શું કરો છો, એમ પૂછું?"

"વિચારવું સહેલું છે, આચારમાં મૂકવું કઠિન છે."

એક ક્ષણે મન ઉતાવળું થતું હતું. બીજીજ ક્ષણે તે ધીમું પડતું હતું."

તરંગના આન્દોલનોથી સ્વસ્થ થઈ યુવરાજને પ્રશ્ન પૂછવાની હામ પ્રાપ્ત કરી: "વિચાર કરો છો?"

જવાબ ન મળવાથી તેને ખિન્નતા અનુભવી પુનઃ પૂછ્યું: "યુવરાજ! હું કશું ન બોલું એમ તમારી ઇચ્છા છે?"

જવાબ પ્રાપ્ત થયો: "શું કહેવાનું છે?"

ધીમા સ્વરોમાં થયેલી આ વાતચીતનો ધ્વનિ બે ખંડની મર્યાદા બહાર જઈ શકયો નહોતો.

મોં પર સ્મિત લાવી શિલા બોલી: "અંદરથી સાંકળ ઉઘાડશો?"

"કેમ!" ક્ષેમે ઉત્સુકતાથી પૂછ્યું: "કામ છે કાંઈ-?"

"હા."

"શું?"

"અગત્યની વાત પૂછવી છે."

શયનાસનમાંથી નીચે ઉતરી બારણાં આગળ જઈ ક્ષેમે સાંકળ ઉઘાડી.

શિલા યુવરાજના શયનાસનમાં જઈ બેઠી. યુવરાજે તેનાથી એક હાથના અંતરે બેઠા પછી પૂછ્યું: "કહે, શી વાત કહેવી છે?"

"મારા ખંડમાં આવતા કેમ નથી?"

"આવીશ."

"ક્યારે–ક્યા દિવસે ?"

"એ તો હું ય જાણતો નથી."

"આશા રાખું ?"

"એ અનંત છે, શિલા !" ક્ષેમ બોલ્યોઃ "બીજી કોઈ વાત પૂછવી છે?"

"હા" શિલાએ કચવાતા હૈયે બોલવા માંડયું: "તમને સિન્દુર મોકલાશે એમ મેં સાંભળ્યું છે, ખરી વાત ?"

"હા, મારે જવાનું થશે એમ હું ય માનું છું."

"ક્યારે ?"

"સમય નક્કી થયો નથી."

કેટલીક ક્ષણો સુધી મૌન બેસી રહી. પછી, મોં પર સ્મિત લાવવાનો યત્ન કરી શિલા બોલીઃ "મને સાથે લઈ જશો ?"

"મહારાજની આજ્ઞા વિના ?"

"એટલું તમે કરી ન શકો ?"

"ભલે" ક્ષેમે સહેજ કંટાળો વ્યક્ત કર્યો, બોલ્યોઃ "હું યત્ન કરીશ."

વિશેષ વાતચીત કરવાની ક્ષેમની ઈચ્છા નથી, એમ જણાયું.

'તું અહીંથી ઊઠી તારા શયનખંડમાં જતી રહે, શિલા ! તારી સાથે હમણાં વિશેષ વાતચીત કરવાની મારી ઈચ્છા નથી. હું ગૂઢ વિચાર કરું છું.'

–ભાષા વિહોણું આ સૂચન પામી જવાથી શિલા યુવરાજના શયનાસનમાંથી નીચે ઉતરી પોતાના ખંડમાં આવી ટહેલવા માંડી. બે ખંડ વચ્ચેનું દ્વાર થોડી વાર પહેલાં જેણે ઉઘાડયું હતું તેણે તેને વાસી લીધું.

"મારા પ્રત્યે તિરસ્કાર જણાતો નથી. બોલાવું છું ત્યારે જવાબ પણ આપે છે. નિકટ આવવાનું કહું છું તે સાંભળી લે છે પણ આવતા નથી." મનમાં જ તે બબડચે જતી હતીઃ "એમની મનોવૃત્તિને મેં પારખી નહોત તો મારી આશાનો કિનારો તૂટી પડત."

આ રીતે સંતોષ પ્રાપ્ત કરવાનો તેનો યત્ન પુરેપુરી સફળતા પામી શક્યો નહિ.

એકાન્ત શય્યામાં બેસવાથી ચેન ન પડયું. આથી ઓશિકું માથા હેઠળ ટેકવી તેણે પોતાના શયનાસનમાં શરીર લંબાવ્યું.

–"યૌવનની અશાન્ત રાત સોહાગ ગીત ક્યારે ગાશે?"

–"ગાશે, ક્યારેક પણ એણે એ ગીત ગાવું પડશે."

પોતે વ્યાકુળ બનીને અંત્રિક્ષને પ્રાર્થના કરવાથી ધૈર્ય પ્રાપ્ત કર્યું હોય એવો ભાસ તેને થયો.

*

પ્રભાત થયું. નિત્યકર્મથી પરવારી તે પૂજા કરવા બેઠી. કાને અથડાયુંઃ "ભાભી!"

સાંભળવાથી તે ચોંકી હતી. ચોંકવાનું કારણ સમજી શકી નહોતી.

એનો એ નિર્દોષ, કોમળ સ્વર ફરી સંભળાયોઃ "શિલાબા! ઓ શિલાબા! બોલતા કેમ નથી?"

મિંચેલાં નેત્રો ઉઘડયાં. સુવિવેકના મોંમાંથી નીકળેલું 'બા' સંબોધન તેને ગમી ગયું હોય એમ લાગતું હતું.

પૂજાવિધિને અધુરી મૂકી ઉમંગભેર ઉભા થઈ સુવિવેકને ઉઠાવી બાથમાં ભીડી શિલાએ ચુંબન કર્યું.

"અરે, અરે! યુવરાજ્ઞિ!" બહારથી હમણાં જ અહીં આવી ઉભી રહેલી પન્નાએ હસવા માંડયુંઃ "ભગવાનની પૂજાને તે આમ અધુરી મૂકાતી હશે!"

વિનોદ પારખી ગયેલી શિલાનાં નેત્રોમાં સ્મિત હસતું હતું. તેની બાથમાંથી છૂટી સુવિવેક પન્ના આગળ જઈ ઉભો હતો.

સોનાએ ખંડદ્વારમાં પ્રવેશતાં કહ્યું: "શિલાબા! આપણા અધિકારીઓ દેખરેખ રાખે છે કે આંખો મિંચી પડયા રહે છે?"

"કેમ, કાંઈ બન્યું છે?"

"ગઈ રાતે કોઈ એક અધિકારી પ્રાસાદમાં આવ્યો હતો. તેની સાથે યુવરાજ ટંકશાળ તરફ ગયા હતા. મોડી રાતે પાછા મહેલમાં આવ્યા. એ વખતે મહારાજ એમની સાથે હતા. તેમના મોં પર ચિંતા પ્રસરી હતી."

–આ બીના કહી સોના મુંગી ઉભી રહી.

ગઈ રાતે યુવરાજની વિચારગ્રસ્ત સ્થિતિને શિલાએ પારખી નહોતી; તે હવે જ પારખી.

આનંદિની કોઈ કાવત્રું કરવાની તૈયારી ગોઠવે છે એમ ચંદામાસી કનેથી તેણે સાંભળ્યું હતું.

શંકા જન્મી: "આનંદિની અને તેની મંડળીએ તેમનું કાવત્રું પાર પાડયું નહિ હોય!"

સોનાને ઉદ્દેશી બોલી: "મને કશી ખબર પડી નથી." પૂછ્યું: "ટંકશાળમાં નવા જૂની થઈ છે?"

"મનેય પુરી ખબર નથી." જવાબમાં સોનાએ કહ્યું: "ટંકશાળમાંથી કેટલુંય સુવર્ણ ઉપડી ગયું કહેવાય છે."

એ કામ આનંદિની અને તેની મંડળીએ કર્યું હશે, એવી અટકળ કરવાની શિલાને ફરજ પડી.

સોનાએ કહેલી ખબર સાંભળવાથી પન્ના હેબતાઈ હતી.

પ્રભાતકાળે પૂજા વખતે માઠા સમાચાર સાંભળવાથી શિલાના મોં પર ચિન્તા ફેલાઈ હતી.

પોતે યુવરાજ્ઞિ હોવા છતાં પતિની નિકટ પહોંચી શકી નથી, આ વ્યથા તેણે રાતે અનુભવી અને પરણ્યા પછીની બંધનાવસ્થા થોડી ક્ષણો પૂર્વે-પ્રભાતે અનુભવી. પોતે અનેક પ્રકારના માન મર્યાદાથી બંધાઈ છે, એમ તેને જણાવા માંડ્યું.

કર્તવ્ય કરવાની ધગશને ફરજિયાત પોતે રુંધી બેઠી છે, એમ પણ તેને જણાયું.

રાતે યુવરાજે પોતાના ખંડમાં શિલાને બોલાવી કહ્યું: "કોષાધ્યક્ષના હાથ નીચેના બે માણસો ટુંકી મુદતની રજા પર ઉતર્યા હતા, જેઓ ટંકશાળના અધિકારીઓ હતા. સમયસર તેમના સ્થાને તેઓ હાજર થઈ શક્યા નહિ. કોષાધ્યક્ષે બીજા એક અધિકારીને ટંકશાળનો વહિવટ સંભાળવા કહ્યું. નવા અધિકારીએ જવાબદારી સ્વીકારતી વખતે સોનું, ચાંદી, વગેરે ધાતુની પાટો અને સિક્કાઓ તપાસતાં કેટલીક સુવર્ણપાટ ઓછી હોવાનું જણાયું. આથી ગભરાઈ જઈ કોષાધ્યક્ષે મહાઅમાત્યની મુલાકાત લીધી ને એમની આગળ બધી જ બીના કહી સંભળાવી. આ વાત અમારાથી એક ક્ષણ પણ છુપી રાખવી અનુચિત માની કોષાધ્યક્ષ પોતે ગઈ રાતે અહીં આવ્યા હતા. હું એમની સાથે ટંકશાળમાં ગયો એ વખતે મહારાજ ત્યાં બેઠા હતા."

"કોષાધ્યક્ષે મહાઅમાત્યની મુલાકાત લેતા પહેલાં કોઈ જવાબદાર માણસને રાજપ્રાસાદમાં મોકલ્યો હશે ને એન સાથે મહારાજ ટંકશાળમાં ગયા હશે!"

"પ્રાસાદ તરફ પાછા ફરતા હતા એ વખતે મહારાજે મારી આગળ આ મતલબનો ખુલાસો કર્યો હતો." યુવરાજે શિલાના મોં સામે જોઈ કહ્યું: "તારી તર્કશક્તિ વખાણવા જેવી છે."

–હસ્તમિલન થયા પછી શિલાએ પોતાની પ્રશંસા સાંભળી હોય તો આ પ્રસંગે જ.

–પ્રશંસકના મોંમાંથી બીજી વાતો બહાર નીકળશે; એમાં એકાદ બે એવી યે હશે, જે સાંભળવાથી પોતે સંતોષ પ્રાપ્ત કરી શકશે એમ શિલાએ માન્યું.

યુવરાજના સુવાના ઓરડામાં શયનાસનની મધ્યમાં તે અને શિલા બેઠાં હતાં. તેમની વચ્ચે એક વેંત જેટલું અંતર હોવા છતાં એક બીજાનાં અંગ સ્પર્શ પામ્યા વિના રહ્યાં નહોતાં. એ સ્પર્શથી યુવરાજના હૃદયમાં અસર થશે, એ અટકળ પર શિલાએ અનાયાસે આવવું પડયું હતું. પણ અર્ધી ઘટિકા સુધી બેસી રહેવા છતાં તારા-મૈત્રક જેટલું યે આકર્ષણ પામી શકી નહિ આથી નિરાશ થઈ તેણે પોતાની અટકળને નિરાધાર માનવી પડી.

ફિક્કા મોંએ ઉભી થઈ બોલી: "બેસો, યુવરાજ!"

"ઊંઘ આવતી હશે!"

"હા," પીઠ દેખાડી પોતાના ઓરડામાં પગ મૂકતાં બોલી: "આંખો ઘેરાઈ છે."

–બારણાં વાસી સાંકળ લગાડવાનું કામ યુવરાજના હાથે થવા પામે એ પહેલાં શિલાએ પોતેજ તેમ કર્યું.

"મારા પ્રત્યે તિરસ્કાર ધરાવતા નહિ હોય એમ હું માનતી હતી. આ વર્તનનો આદર સત્કાર લાંબા સમય સુધી થઈ શકે તેમ નથી." આવેશવશ થયેલી તે પોતાના ખંડમાં શયનાસનમાં આવી સૂતી.

ધીરજ વેરણ બનીને હૃદયમાંથી નાસી છૂટશે એમ તેને જણાવા માંડયું.

## પ્રકરણ ૨૨ મું ::

### રાજસભામાં સિન્દુરનો દૂત

ભવ્ય ખંડમાં એક બાજુએ ગોળાકારમાં હારબંધ પુરુષો અને બીજી બાજુએ એજ રીતે સ્ત્રીઓ આસનારુઢ જણાતાં હતાં. મહા–અમાત્ય, સેનાધ્યક્ષ, ધર્માચાર્ય, ધારાશાસ્ત્રી, કવિમહાશય, નાગરિક મંડળના અધિષ્ટાતાઓ તથા રાજ્યના નાના મોટા અન્ય અધ્યક્ષો અને તેમનાં પત્નિઓનું નિરીક્ષણ કરી સભાના મધ્ય વિભાગમાં સિંહાસનની સમીપનાં આસનોમાં રાજદૂતે યુવરાજ અને યુવરાજ્ઞિને બેઠેલાં જોયાં.

છડી પોકારાઈ, જયધ્વનિ ઉચ્ચારાયા, ને સહુએ પોતપોતાના સ્થાનમાંથી ઉઠી રાજનિયમ પ્રમાણે રાજાને માન આપ્યું.

રાજાની બેઠકની તદ્દન સમીપ રાણીની બેઠક હતી; જેમાં સદગત્ વિશ્વેશ્વરીની શિલ્પ મૂર્ત્તિ મૂકવામાં આવી હતી. તેનું સર્વાંગ વસ્ત્રા-ભૂષણોથી આચ્છાદિત હતું. લલાટમાં અખંડ સૌભાગ્ય સૂચવતું કુમકુમ ચિહ્ન દશ્યમાન થતું હતું.

મહારાજે સિંહાસનમાં સ્થાન લેતી વખતે રાજવિધિને માન આપ્યું હતું–આ બધું જોઈ રાજદૂત મનમાં પ્રસન્ન થયો હતો.

મહારાજને વિનંતિ થઈ: "સિન્દુરનો રાજદૂત સંદેશો લાવ્યો છે. આપની શી આજ્ઞા છે?"

આજ્ઞા સંભળાઈ: "સંદેશાની વિગત મોંએથી કહી સંભળાવે."

આ જવાબ બેદરકારી ભર્યો છે, એમ રાજદૂતે માન્યું.

તેણે રાજાને નમન કર્યું, જેનો રાજાએ સ્વીકાર કર્યો.

"જન સમુહે માન્ય રાખેલા વિવેકને અનુસરી આ રાજસભાને હું પ્રણામ કરું છું." સભાજનોને નમન કરી રાજદૂતે સંદેશાની વિગત મોંએથી કહેવા માંડી: "પુરાણપુર પ્રગણું તેના હક્કદાર રાજા મનુ પરમારને સોંપી દો. અણહિલવાડમાં ભિલ્લ પ્રજાને ક્ષત્રિયોએ કચડવા માંડી છે તે સંબંધમાં સિન્દુરની સત્તાને મધ્યસ્થ રાખી બંને પક્ષો વચ્ચે સમાધાન કરવા દો."

અસંખ્ય નર નારીઓથી ભરચક સભાગૃહમાં ચારે બાજુએ હસાહસ શરુ થઈ. રાજાએ ગંભીર મોં રાખી તેમના પ્રત્યે નજર ફેરવવાથી ચોમેર શાંતિ પથરાઈ. મૌન ઉભેલા રાજદૂતને ઉદ્દેશી પૂછ્યું: "રાજસભા તમને સાંભળવા ઉત્સુક નથી એમ તમને લાગે છે?"

"રાજસભાએ રાજદૂતની હાંસિ કરી છે."

"રાજદૂતની નહિ પણ તેણે આપવા માંડેલા સંદેશાની હાંસિ કરી છે, એમ કહો."

"કોઈ પણ સંસ્કારી રાજસભા સંદેશો સાંભળતી વખતે આવો અવિવેક કરતી નથી."

"સંસ્કારી સંદેશો સાંભળતી વખતે, એમ બોલો."

આ સાંભળી રાજદૂત ઝંખવાયો, હવે શું બોલવું તે ન સૂઝવાથી વિચારવા લાગ્યો.

રાજાએ પૂછ્યું: "બીજું કાંઈ કહેવું છે?"

"અહીંના ભિલ્લોને પાંચ સહસ્ત્ર વ્યાપકો ભેટ મોકલ્યા છે."

પોતાના આસન આગળ મુકાવેલી થેલીઓ પ્રત્યે રાજદૂતે રાજાનું ધ્યાન ખેંચ્યું: "આપ સ્વીકારી લેશો એવી આશા રાખવામાં આવી છે."

કાંઈપણ બોલ્યા વિના મૌન બેસી રહેલા કેટલાક સભાજનો રાજદૂતને ચિત્તભ્રમ માની જોતા હોય એમ જણાતું હતું.

સભામાં બેઠેલા ભિલ્લનાયકોએ દૂત સાંભળે તેમ એકબીજાથી વાતચીત શરુ કરી.

"જોઈ આ યુક્તિ?"

"હવે જૂની થઈ છે. દૂતને કહી દઉં-જેના તરફથી તમે અહીં પધાર્યા છો તે મંડળના સભ્યોએ જ આ દેશમાં વર્ગવિગ્રહ સળગાવી મૂકવાનો કુયત્ન કર્યો હતો."

"એમ પણ કહી દે-અખંડ ચાવડો અને ભિલ્લનાયક કાલિભદ્ર કર્તવ્યભ્રષ્ટ થયા હોય તો તે ત્રીજા પક્ષને આભારી છે, જેનો સંદેશો તમે અહીં લાવ્યા છો."

આ બે ભિલ્લનાયકો પ્રત્યે રાજદૂતે નજર ફેરવી.

સભામાં ચારે બાજુએ કોલાહળ શરુ થયો હતો. એક નાગરિકે તેની બાજુમાં બેઠેલા એક જણથી વાતચીત આરંભી.

"મહારાણી અને યુવરાજ પર અણધાર્યું આક્રમણ કરનાર શત્રુ-મંડળ કોણ છે એ હવે જણાઈ આવ્યું."

"રાજનિયમનો ભંગ કરવાથી પાપ લાગતું ન હોત તો આ દૂતને કહી દેત-તને અહીં પાઠવનાર પક્ષ આગળ ત્વરાથી પાછો જા. એની ચાકરી છોડી દે."

આ બે નાગરિકો તરફ રાજદૂતની નજર ફરી ગઈ.

સ્ત્રી મંડળ બેઠું હતું તેમાંથી પોકાર સંભળાવા માંડયા: "આ માણસને અહીં ઉભો રહેવા દેવો એ પણ ઠીક નથી. એને અહીંથી

હાંકી મૂકો. પૂજ્યપાદ મહારાણીનો પ્રાણ લેનાર અધમ મંડળના દૂતનું મોં જોવા અમે ઇચ્છતાં નથી."

રોષાવેશમાં રાજદૂતે સ્ત્રી મંડળ તરફ જોયું.

"શું મોં લઈ અહીં આવ્યો છે. જા, અહીંથી–જેણે તને મોકલ્યો છે તેની આગળ જઈ કહી દે કે સમરાંગણનો આરંભ કરવો એ કાંઈ સહેલી વાત નથી. એમને સંભળાવી દે કે યુદ્ધ કરનારનાં જીવન ખડગ જેટલાં ચકચકિત હોય છે. તમે શું લડશો–કોઈ અવતારમાં લડયા છો?"

આ તુચ્છકાર સાંભળવા ઉપરાંત કેટલીય સ્ત્રીઓનાં ચક્ષુઓમાં પ્રદિપ્ત થયેલો અગ્નિ તેણે જોયો. તેનો રોષાવેશ સંતાપમાં પરિવર્ત્યો. મનમાં નીરવ ડંખ વાગવા માંડયા.

સભાજનોમાં પ્રસરેલું વાતાવરણ રાજાના લક્ષ બહાર રહ્યું નહોતું. તેણે રાજદૂતને સંતાપગ્રસ્ત ઉભેલો જોઈ ધીમા, શાન્ત અવાજે કહ્યું: "જોઉં, સિન્દુરનો વ્યાપક......"

રાજદૂતે પોતાના કટિપટના ગજવામાંથી બે સિક્કા બહાર કાઢી રાજાના ચરણ આગળ મૂકયા. એક રાજકર્મચારીએ તે ઉપાડી રાજાને આપ્યા. એક સોનાનો અને બીજો રૂપાનો–બેય વ્યાપકો રાજાએ ધ્યાનથી અવલોકયા.

પછી, તેણે તે વ્યાપકો અમાત્ય, સેનાધ્યક્ષ, યુવરાજ, અજ્ઞાત-દળના અધ્યક્ષ વગેરેને જોવા આપ્યા.

"અહીં એક નર્તકી હતી તેની પ્રતિમા છે આ વ્યાપકમાં"

"એનું નામ મેનકારાણી."

"એ નાચનારી સિન્દુરની મહારાણી બની ગઈ?"

"જગતનું એ એક વૈચિત્ર્ય છે, ભાઈ!"

"અહીંના ભિલ્લોને એ શું સમજી બેઠી હશે!"

વ્યાપકોને તપાસી જનારા રાજકર્મચારીઓના મોંમાંથી ઉદ્‌ગાર બહાર નીકળ્યા. ભિલ્લ કુટુંબની એક સ્ત્રી મૂંગી રહી શકી નહિ. સ્ત્રીમંડળ વચ્ચે ઉભી થઈ રાજાના મોં સામે જોઈ રોષાવેશમાં તે બોલીઃ "ભગવાન! નાચનારીએ પાંચ સહસ્ત્ર વ્યાપકો મોકલી અમારા લોકોની ફજેતી કરી છે. આપની આજ્ઞા હોય તો હું આ દૂતદ્વારા ઉત્તર પાઠવું–"

ભિલ્લનારીને આવેશથી ધ્રૂજતી જોઈ મહારાજનું મન હસ્યું. રાજાના જવાબની રાહ જોવા ન રોકાતાં ભિલ્લનારીએ દૂતને ઉદ્દેશી પોતાના રુક્ષ સ્વરે કહેવા માંડ્યુંઃ "અલ્યા! મારા સામું આમ જો–" થેલીઓ તરફ પોતાનો એક હાથ લંબાવી બોલીઃ "આ કોથળા તારી નાચનારી આગળ પાછા ઉપાડી જા. કહેજે–તેં મોકલી છે એટલી રકમ તો એક ગામડું ભાંગી સહેજે હું એકલી લાવી શકું તેમ છું."

પ્રત્યેક સભાજનનું લક્ષ આ વૃદ્ધ ભિલ્લનારીએ પોતા પ્રત્યે ખેંચ્યું હતું. તેનો રોષ સામાન્ય દરજ્જાની વ્યક્તિથી ખાળી શકાય તેમ નહોતો. તે અવિશ્રાંત આગળ બોલીઃ "અમારે ગામ ભાંગવાની જરૂર રહી નથી. ચાવડાના રાજમાં કશો ભેદભાવ અમે અનુભવ્યો નથી, ભગવાન વનરાજના વખતથી હું જોતી આવી છું–કોઈ ભિલ્લે નોકરી મેળવતાં મુશ્કેલી વેઠી નથી. આ રાજાએ મારા છોકરાને મોટું વેતન આપ્યું છે. મારા ઘરમાંથી દસ સહસ્ત્ર વ્યાપક હું એકલી કાઢી આપું."

રાજાએ વૃદ્ધ ભિલ્લનારીને સાશ્ચર્ય પૂછ્યુંઃ "માજી! આપ કોણ છો, મને કહી શકશો?"

"મને એમ થાય છે કે મારી ઓળખાણ ન આપું તો સારું." વૃદ્ધ નારી ક્ષોભવશ થઈ બોલીઃ "ભગવાન! હું એ મૂર્ખ છોકરાની મા છું, જેને આ રાજસત્તાએ સહસ્ત્રો વ્યાપકો આપ્યા છે."

"છોકરાનું નામ શું, મા!"

"નામ?" વૃદ્ધ નારીએ અટ્ટહાસ્ય કર્યું, બોલીઃ "છોકરો પોતાની ફરજ ભૂલ્યો છે ત્યારથી જ એનું નામ હું ભૂલી ગઈ છું."

સભામંડપના એક ખૂણામાંથી કોઈ બોલ્યું: "ભિલ્લનાયક કાલિભદ્રની મા! તારી આજની હિંમતે તારા પુત્રનું કલંક ધોયું છે."

એ વૃદ્ધ સ્ત્રી કાલિભદ્રની મા છે એ જાણવાથી પ્રત્યેક સભાજને તેના પ્રત્યે ભાવભરપૂર દૃષ્ટિ પ્રસારી.

આ સાક્ષાત્કાર અનુભવી રહેલો રાજદૂત મોં નીચું રાખી ઉભો હતો. સંદેશાની અધુરી વિગત સાંભળનાર પ્રત્યેક સભાજને શેષ રહેલી વિગત પારખી છે, એમ હવે તેણે માનવું પડયું.

સંદેશાનો જવાબ સુદ્ધાં તેણે પ્રાપ્ત કર્યો છે એમ પણ તેને જણાયું.

પાંચ સહસ્ર સુવર્ણ વ્યાપકોની ભેટનો તિરસ્કાર અને એ ભેટ મોકલનાર સિન્દુરસ્વામિની મેનકારાણીની નિન્દા સાંભળવાથી તેના હૃદયમાં સખત આઘાત પહોંચ્યો હતો. તેણે રાજાના મોં પ્રત્યે નજર ફેરવી વિનિત ભાવ વ્યક્ત કર્યો, બોલ્યો: "મને સંદેશાનો જવાબ મળ્યો છે."

ક્ષણાંતે સ્વસ્થ થઈ કહ્યું: "મહારાજ! પુરાણપુરના રાજા મનુ પરમાર પાસેથી આપે અને આપની પ્રજાના સર્વે અગ્રેસરોએ યુદ્ધ માગ્યું છે. મને શ્રદ્ધા છે કે આપની યુદ્ધમાગણીનો સ્વીકાર થશે."

આ ઉપસંહાર પ્રત્યે દુર્લક્ષ કરી રાજાએ કૈલાસને આજ્ઞા કરીઃ "રાજદૂતને તમારા રક્ષણ નીચે સોંપું છું. એમને વિદાય કરી દો."

અજ્ઞાત સૈનિક દળના અધ્યક્ષે મ્યાનમાંથી ખડગ બહાર ખેંચી પોતાના શિરસ્રાણ સુધી લઈ જઈ તેને પુનઃ મ્યાનગ્રસ્ત કર્યું.

રાજદૂત પ્રત્યે ઉશ્કેરાયેલા સભાજનોએ તેને સુરક્ષિત માની પોતપોતાનો આવેશ મનમાં શમાવવાની ફરજ પડી.

## પ્રકરણ ૨૭ મું : :

### જનતાએ ત્યક્ત માનેલાં

"ઘરમાં કંકાસ થવાથી અજામીલ ક્યાંક જતો રહ્યો. જંબુક તેને શોધવા ગયો હતો. બાપનો પત્તો ન મળવાથી તે ઘેર આવ્યો. એક દિવસે ખબર પડી કે અજામીલે તળાવમાં કુદી પડી આત્મ હત્યા કરી હતી. આ ખબર સાંભળવાથી ભિલ્લોના એક સમૂહે અજામીલને ઝુંપડે આવી ઉભા અને જંબુકને ધમકી આપી—રેણુ અને તેના છોકરાને ઘરમાં રાખશો તો એકપણ ભિલ્લકુટુંબ તમારી જોડે વહેવાર રાખશે નહિ. નાતની આ ધમકી કારગત નિવડી મા અને ભાઈની રજા મેળવી દુભાતે હૈયે આંસુ ભરી આંખે રેણુએ પોતાના બાલપુત્ર સાથે માબાપનું ઘર છોડ્યું. એ સોમપુર આવી છે. મહાનુભાવ! મારી સાથે ચાલો." શ્રીધરે સુભદ્ર આગળ આવતાંવેંત કહેવા માંડ્યું: "દાદીમાનું શરીર લથડ્યું છે. સાંભળી શકતા નથી. બોલાતું નથી. રેણુ એની ચાકરી કરવા તૈયાર થઈ હતી; પણ ચાવડાના કુલ ગોર બ્રાહ્મણે લોકનિન્દાથી ડરી જઈ તેને દાદામાની સેવા કરવા ન દીધી."

શ્રીધર અવિશ્રાંત બોલ્યોઃ "મહાનુભાવ ! તમે કેમ કાંઈ બોલતા નથી ! શું તમે વાચા ખોઈ છે ? ન બોલશો. હું તમને બળાત્કારે બોલાવવા આવ્યો નથી, સાથે તેડી જવા આવ્યો છું. કાળજું ફફડી ઉઠે એવા મેણાં ટોણાં મુંગે મોંએ સાંભળી રહેલી રેણુ ઘરની એક બાજુની ઓરડીમાં દિવસો વિતાવે છે. છોકરો રડે છે કે તરત જ તેનો નાજુક હાથ પકડી તેને પોતાના ખોળામાં ખેંચી રેણુ કહે છે-શું કામ રડે છે, નીર ! તારા આંસુ લુછનાર તારો બાપ અહીં ક્યાં છે ?"

મુંગે મોંએ સુભદ્ર ઉઠ્યો, શ્રીધરની સાથે સોમપુર તરફ રવાના થયો.

સોમપુરમાં ઘર આગળ પહોંચ્યા. ગામજનોને ઘરની ઓસરીમાં સુમસામ બેઠેલાં જોયાં. પરિસ્થિતિ અવલોકતાં તેમનાં મોં ફિક્કાં પડ્યાં. એક જણ બોલ્યોઃ "શ્રીધર ગયા પછી દાદીમા એકાદ પ્રહર જીવ્યા હશે. મહાનુભાવ ! નિર્માણ મિથ્યા થતાં નથી. તમારો ને એમનો અંતિમ મેળાપ નિર્માયો નહિ હોય."

સુભદ્ર ઓસરીમાં જઈ બેઠો. ક્યાંય સુધી બેસી રહ્યો.

"મહાનુભાવના હૈયે પથ્થર જડ્યા છે."

"આંખમાં આંસુ સરખું ય જણાતું નથી."

"પૌત્રને હાથે દાદીમા અગ્નિસંસ્કાર પામ્યા હોત તો ઠીક કહેવાત."

"પૌત્રમાં ને પુત્રમાં તમને કશો ફેરફાર લાગતો નથી ?"

"આ વખતે મહાનુભાવના પિતા જીવતા હોત તો એમનું રુદન સાંભળી આપણાં હૈયાં હાથ રહી શક્યાં હોત ખરાં ?"

"ક્યાં આ છોકરો ને ક્યાં એનો બાપ."

"આ છોકરાએ કુળને લાંછન લગાડ્યું છે. એની ગેરહાજરીમાં ડોસી મરી ગઈ એ જ સારું થયું. છોકરો અહીં હોત તો ડોસીની દાઠડીમાં આખું ગામ આવત ખરું ?"

ઓસરીમાં બેઠેલા ગામજનો વચ્ચે ધીમા અવાજે આ વાતચીત થઈ હતી. સુભદ્રના કાન સુધી પહોંચી હતી કે કેમ, એ સમજાયું નહોતું.

ગામજનો વિખેરાઈ પોતપોતાને ઘેર ગયા ત્યાં સુધી સુભદ્ર એક જ જગાએ મૌન બેઠો હતો; અન્ય મનસ્ક બની બેઠો હશે!

રેણુ ઓસરીમાં આવી સુભદ્ર સમીપ ઉભી રહી. તેણે નીરને કાંખે બેસાડયો હતો. તેમની સામે સુભદ્રે આંખ ઉંચી કરી જોયું કે તરતજ રેણુ પોતાના છોકરાને ખોળામાં લઈ નીચે બેઠી, રડવા માંડી.

દાદીમાની ઉત્તરક્રિયા કરવાની ઉત્સુકતા કુળગોરે દર્શાવી ન હોતી. બ્રાહ્મણોએ ઉદાસીનતા બતાવી હતી. સોમપુરના એક શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણે નીડરતાથી સુભદ્રના એ કાર્યમાં પુરતો સહકાર આપવાથી અન્ય બ્રાહ્મણોએ તેને અજ્ઞાન, શાસ્ત્રદ્રોહી, લાલચુ, અને ધર્મભ્રષ્ટ વગેરે વિશેષણોથી નવાજ્યો હતો.

એક રૂઢિચુસ્તે મહાનુભાવ સમીપ ઉપસ્થિત થઈ કહ્યું હતું: " ભિલ્લ છોકરી અને તેના બાળકને ઘરમાં રાખશો તો નાત તમારી સાથેના સર્વ પ્રકારના વહેવારો બંધ કરશે."

લોકનિન્દાથી ત્રાસી સુભદ્રે એક દિવસે પોતાના ચુસ્ત ભક્તોને બોલાવી જણાવ્યું હતું: "આપણી નાતજાતને બાંધી રાખનાર રિવાજોએ ઈશ્વરનાં સંતાનોને ત્રાસ, સંતાપ ભેટ કર્યાં છે. આ ભેટ સ્વીકારતાં ડરે છે તેઓ ત્યક્ત બને છે. મારો અંતરાત્મા મને કહે છે, અર્ધદગ્ધોની ભેટ સ્વીકારનાર મુર્ખ છે, કાયર છે, પ્રભુત્વનો હિંસક છે."

બીજે જ દિવસે નિન્દકસમૂહથી ત્રાસેલો સુભદ્ર રેણુ અને પોતાના બાળકને સાથે લઈ ભૃગુપુર જતો રહ્યો.

કેટલાક દિવસો વીત્યા પછી તેણે પોતાના ઘર સામેની હવેલીમાં ભગતશેઠને ટહેલતો જોયો. થોડીવારે શેઠ ઝરુખામાં આવી સુભદ્રને હાક પાડી કહ્યું: "મહાનુભાવ! અહીં રહેવા આવ્યા છો?"

"શું કરીએ?" સુભદ્રે નિર્દોષ હસી જવાબ આપ્યો: "પદચ્યુત થયો છું ત્યારથી રાજકર્મચારીઓએ મને વિસારે પાડયો છે અને ભિલ્લકન્યાનો સ્વીકાર કર્યો છે ત્યારથી જનતાએ ત્યક્ત માન્યો છે."

"ઉપર આવો ને."

"આવું છું."

ભગતશેઠ ટહેલતા હતા એ ખંડમાં તે એકલા જ હતા. સુભટ્ટને ખંડદ્વાર આગળ ઉભેલો જોતાં જ ભગતશેઠે સામે જઈ તેને અંદર પ્રવેશાવ્યો. માનથી બેસાડી રાજકારણને લગતી ઉપરછલી વાતચીત કર્યા પછી ભગતશેઠ બોલ્યા: "ક્ષત્રિયો અપમાન સહી શકે નહિ, એમણે સહેવુંય ન જોઈએ. હું વેપારી છું, અનેક પ્રદેશોમાં ફરી આવ્યો છું. આ દેશમાં છે એવા ઘમંડી વેપારીઓ મેં ક્યાંય જોયા નથી. વર્ષો પહેલાં અહીંના વેપારીઓએ મને શુદ્ર કહી તિરસ્કાર્યો હતો. એ જ્વાળા હજી મારા હૃદયમાં શમી નથી."

આ મતલબની વાતો સુભટ્ટે મુંગે મોંએ સાંભળી લીધી. તે દિવસે મહત્વની વિશેષ વાતચીત થઈ ન હોતી.

મધ્યાન્હ વીત્યે ભગતશેઠ અને સુભટ્ટ એકબીજાને દરરોજ મળવા માંડ્યા. પ્રત્યેક મેળાપ વખતે ભગતશેઠના મોંમાંથી એક જ બાબતને અનુસરતી વાતચીત સાંભળવા મળી હતી.

સુભટ્ટે સંદેહવશ થઈ મનમાં વિચાર્યું: 'ભગતશેઠનું હૃદય ઉજળું નથી. તેના મનમાં અણહિલપુરના વૈશ્ય વેપારીઓ પ્રત્યે વૈરવૃત્તિ છે. યોગ મહારાજે આ ધનાઢ્ય શુદ્રને રાજમંડળમાં બેઠક આપી ગંભીર ભુલ કરી છે. જે રાજકર્મચારીઓ આ વ્યક્તિને રાજભક્ત માની રહ્યા છે તેઓ છેતરાય છે. જે નાગરિકો આ દાંભિક નરને રાષ્ટ્રનો હિતેચ્છુ માને છે તેઓ ભોળા છે.'

તેણે નિર્ણય કર્યો: 'હું અણહિલવાડનો છુપો શત્રુ છું એ છાપ આ માણસના મનમાં અંકિત કરવી જરૂરી છે. હું સહાયના અભાવે મુંગો રહ્યો છું એમ પણ આ ધનાઢ્યના મગજમાં મારે ઠસાવવું જોઈએ.'

નિત્ય નિયમાનુસાર મધ્યાન્હ વીત્યે સુભટ્ટ ભગતશેઠને મળ્યો.

"કેટલાક વખત પહેલાં મેં અણહિલપુરની વ્યાખ્યાનપીઠમાં વ્યાખ્યાન આપ્યું હતું; એ તરફ કૈલાસે રાજકર્મચારીઓનું લક્ષ ખેંચ્યું છે."

"તમારા વ્યાખ્યાનની વાત મેંય સાંભળી હતી. તમે સાચું બોલ્યા હતા. હું ય તમારા મતને મળતો થાઉં છું."

"સિન્દુરનો રાજદૂત તિરસ્કાર પામી પાછો ગયો. એ તમે સાંભળ્યું ?"

"એ વાત આખા ભૃગુપુરમાં ફેલાઈ છે."

"તમે માનો છો, ચાવડાઓ યુદ્ધ કરવાથી ફાવશે ?"

"એમાં આપણે શું કરી શકીએ ?" સુભદ્રે જવાબ આપવા માંડ્યો : "હું તો ઇચ્છું છું કે અહીંના રાજમંડળને કુમતિ સુઝે ને તેઓ યુદ્ધમાં હોમાઈ જવા પામે. એ વિના આ દેશના રાજકર્મચારીઓ, વેપારીઓ અને નિંદા કરવાથી ટેવાયેલા રૂઢિચુસ્ત નરનારીઓનાં સાનભાન ઠેકાણા પર આવવાં અશક્ય છે."

સુભદ્રે હૈયાવરાળ બહાર કાઢી છે; આ દેશનાં રાજ, સમાજ સર્વેનું નિકંદન તે ઇચ્છે છે. એમ માની ભગતશેઠના મોં પર હર્ષ પ્રસર્યો.

"હું નીચ માણસ છું એમ તમને લાગતું નથી ને ?"

"એટલે જ મને તમારા પ્રત્યે ખેદ ઉપજે છે."

"મારે નીચ બનવું જોઈએ, એમ તમે કહો છો ?"

"જેઓ આપણા પ્રત્યે ઉંચો વર્તાવ રાખી શકતા નથી તેમના પ્રત્યે આપણે નીચ બનવું જોઈએ."

"તમે કેમ બનતા નથી ?"

"ધન જોઈએ તો." સુભદ્ર હસ્યો, બોલ્યો : "પુરતા ધન વિના પુરી નીચતા વાપરી શકાય નહિ."

"કહો, તમારી શી ઇચ્છા છે ?" ભગતશેઠે ગંભીરતાથી પૂછ્યું : "તમારે યુદ્ધનો લાભ ઉઠાવવો છે ?"

"બીજો લાભ મારે જોઈતો જ નથી." સુભદ્રે જવાબ આપ્યો: "આ આખા રાજ, સમાજનો વિનાશ થતો હોય તો."

બંને જણા મુંગા રહ્યા. કેટલાક વિચારો પછી ભગતશેઠે કહ્યું: "તમારા અનુયાયીઓની એક સેના ઉભી કરો. કેટલાક સૈનિકોને એકત્ર કરી શકશો?"

"હજારથી પંદરસો."

"એટલી બધી લાગવગ છે?"

"છે અને તેનો હું ઉપયોગ કરીશ. પણ જાહેર રીતે નહિ."

"છુપી રીતે?"

"હું તમને સમજાવું." સુભદ્રે પોતાની એક યોજના કહી સંભળાવી, પૂછ્યું: "તમને કેમ લાગે છે?"

જવાબમાં ભગતશેઠ બોલ્યા: "તમારી યોજનાથી એકી સાથે બે કામ થવા માંડશે. યુદ્ધ સ્વીકાર્યાથી આ દેશની દુર્દશા થશે એ મતલબનો પ્રચાર થવાથી સાધનસંપન્ન વૈશ્યો અહીંથી હિજરત કરશે અને તમારી સેના પણ ઉભી થશે."

આ બધી વાતચીતનો સાર ભાગ સુભદ્રે રેણુને કહી સંભળાવ્યો.

રેણુ બોલી: "ચડાઈ લાવનારનાં નામ સાંભળ્યાં એ વખતે મનમાં થયું, આપણે સોમપુર જેવી જાગીરના સ્વામી છીએ; છતાં સો માણસોને પોષવાનો બોજો ઉઠાવી ન શકીએ તો અણહિલવાડ પર ચડાઈ લાવનાર મનુભા, મેનકારાણી અને ચન્દ્રક સોલંકી પાસે મોટી સેના અને શસ્ત્રસરંજામ આવ્યાં ક્યાંથી?"

સુભદ્ર હસ્યો, બોલ્યો: "કોઈ ધનાઢ્ય વ્યક્તિએ એમના હાથમાં યુદ્ધ મૂક્યું છે."

રેણુએ કહ્યું: "જેને પારખવાનો આકસ્મિક સંજોગ પ્રાપ્ત કરવા તમે ભાગ્યશાળી થયા છો."

## પ્રકરણ ૨૪ મું : :

### ઘર્ષણ

નૃત્યવિહારમાંથી કેદ કરી કૈલાસે સાથે રાખ્યો હતો તે-ચોકિયાતે બહારથી આવતાંની સાથે જ કૈલાસને ઉદ્દેશી કહ્યું : "થોડા વખત પહેલાં અહીંની વ્યાખ્યાનપીઠમાં ભગતશેઠે વ્યાખ્યાન કર્યું હતું તે સંબંધે જનતામાં બે મત હોય એમ લાગે છે."

"તારા જાણવામાં આવ્યા હશે !"

"હા." ચોકિયાતે જવાબ આપ્યો : "એક વર્ગ કહે છે-શેષકરણ શેઠ સિવાય બીજો એક પણ ધનવાન ભગતશેઠની સ્પર્ધા કરી શકે તેમ નથી. ભગતશેઠ પ્રત્યે રાજકર્મચારીઓ સંદેહવશ નથી. એને રાજપ્રિય માનવામાં આવે છે. અહીંના નાગરિકોમાં એની પ્રતિષ્ઠા છે. યુદ્ધકાળ નિમિત્તે યોજાયેલી સમિતિમાં એને ચુંટવામાં આવ્યો છે. આ દેશનાં રાજા-પ્રજા વિરુદ્ધ પ્રવૃત્તિ એના જેવો શ્રીમંત કદાપી ન કરે."

સહેજ વિશ્રમી તે આગળ બોલ્યો : "કૈલાસદેવ! આથી ઉલટો પ્રચાર પણ ભગતશેઠના વ્યાખ્યાને કર્યો છે."

કૈલાસે પૂછ્યું : "તું કયા કયા સ્થાનોમાં ફરી આવ્યો ?"

જવાબમાં ચોકિયાતે કહ્યું : " માછીવાડ, રાયપુર, હિરણ, પરમ અને સોમપુરમાં." છીંક આવતાં મુંગો રહ્યો, સ્વસ્થ થઈ બોલ્યો : " આ ગામમાં અનેક ઠેકાણે એકત્ર થયેલા ટોળામાં મેં શું સાંભળ્યું- કહું ?-અખંડરાજ અને કાલિભદ્રને અચોક્કસ મુદતની કેદની શિક્ષા કરનાર યોગ મહારાજે ભગતશેઠને હજી સુધી પકડયો કેમ નથી ? શું એના વ્યાખ્યાનનો હેતુ આપણા લોકોમાં ભય ફેલાવનાર નહોતો ?"

" અણહિલપુરના કોઈ ચૌટામાં આ મતલબની વાતો થતી તેં સાંભળી છે ?"

" હા, એકાદ ચૌટામાં નહિ, આઠ ચૌટામાં." ચોકિયાતે મક્કમ જવાબ આપ્યો : " અહીંના શુદ્ર વેપારીઓ ભગતશેઠને ભયજનક વ્યક્તિ માને છે. વૈશ્ય વેપારીઓમાં કેટલાક કહે છે-ભગતશેઠ સંબંધે મૌન કેમ સેવાયું હશે ! રાજકર્મચારીઓના એક સમૂહમાં એના પ્રત્યે જરાયે સારો મત રહ્યો નથી."

આ સાંભળી કૈલાસે પ્રશ્ન કર્યો : " એ માણુસ સંબંધે તારો અંગત મત શો છે ?"

" ટંકશાળમાંથી સોનાની પાટો અને સિક્કા ઉચાપત કરનાર બે અધિકારીઓ ભગતશેઠની જાળના શિકાર બન્યા હોવા જોઈએ."

" મારી સાથે રહી તર્ક કરતાં શીખ્યો ખરો." કૈલાસે ચોકિયાતની પીઠ થાબડી કહ્યું : " તેં એકત્ર કરેલી વિગતો પ્રમાણભૂત લાગે છે. તું એ જ કામ કર્યા કર, તને ફાવે તે ગામમાં ફર અને મહત્વની વિગતો પ્રાપ્ત કરી મારી આગળ આવી કહી જા."

સાંજ થતી હતી. ચોકિયાત પોતાના અધિકારીની રજા મેળવી પોતાની ફરજ બજાવવા ઉપડયો.

વેશ પરિવર્તન કરવાનો કૈલાસે આરંભ કર્યો, એટલામાં યોગ-

મહારાજે મોકલેલો આજ્ઞાવાહક તેડું લઈ આવ્યો. કૈલાસે આરંભેલું કાર્ય પડતું મૂકી આજ્ઞાવાહક સાથે રાજમંત્રણાગૃહ તરફ જવા માંડયું.

મંત્રણાગૃહમાં રાજા, યુવરાજ, યુવરાજ્ઞિ, શેષકરણ શેઠ, ઉપરાંત નિમંત્રિત રાજકર્મચારીઓ બેઠાં હતાં. કૈલાસે પોતાની બેઠક મેળવી કે તરતજ મહારાજના વિશ્રંભમંત્રીએ જણાવ્યું : "ગઈ રાતે હું મારા અનુચરની સાથે ભોળાનાથના મંદિરે દર્શનાર્થે ગયો હતો. મંદિર બહાર વીસેક માણસોનું ટોળું ઉભું હતું. ટોળું એકત્ર થવાનું કારણ જાણવાની જિજ્ઞાસા થવાથી મેં ટોળાને ઉદ્દેશી પૂછયું : 'અહીં કેમ ભેગા થયા છો !'

એક જણે જવાબ આપ્યો : 'મંત્રીજી ! આપ અહીં આવ્યા એ પહેલાં જોગમાયાએ પ્રત્યક્ષ થઈ ચેતવણી આપવા માંડી હતી.'

'જોગમાયાએ દર્શન દીધાં હતાં ?' હું ચકિત થયો, પૂછવા માંડયો : 'શું કહી ગયા ?'

'સિન્દુરયુદ્ધમાં સાથ આપનાર પાપભોક્તા બનશે; માટે કોઈએ યુદ્ધને સહાય કરવી નહિ. મારી આજ્ઞાની અવગણના કરનારનું અકાળે અવસાન થશે. હું સાક્ષાત્ જોગમાયા છું–' બીજો એક જણ ચેતવણીની વિગત કહી બોલ્યો : 'એ પ્રમાણે ચેતવણી આપી જોગમાયા અદૃશ્ય થયાં.'

–કાંઈપણ બોલ્યા વિના હું અને અનુચર મંદિરમાં ગયા, દર્શન કરી ત્યાંથી બહાર નીકળ્યા. એ વખતે ટોળું અમારી નજરે પડયું નહિ."

વિશ્રંભમંત્રીએ સાંભળેલી ચમત્કારઘટના કહેવાઈ રહી કે તરતજ મહારાજે કૈલાસને ઉદ્દેશી કહ્યું : "આ ઘટના સંબંધે તપાસ કરજો."

થોડીવાર સુધી સહુ શાન્ત બેસી રહ્યા.

મહારાજે અગત્યનો એક નિર્ણય કહેવો શરુ કર્યો: "આવતી પરમે નિયુક્ત થયેલા મોરચા સંભાળવા સેનાધ્યક્ષોએ અહીંથી ઉપડવાનું છે. અજામીલનું અવસાન થવાથી તેના પુત્રને એ સ્થાન સોંપવું એવી મારી ઇચ્છા છે." ક્ષણેકવાર મૌન રહી યુદ્ધની દોરવણી આપવા નીમાયેલી કાર્યવાહક મંડળી સંબંધે બોલ્યા: "કેટલાક દિવસોથી ભગતશેઠ મને મળ્યા નથી. તે અણુહિલપુરમાં છે કે કેમ એ બાબતની માહિતી સુદ્ધાં હું મેળવી શકયો નથી."

યુવરાજ્ઞિએ પોતાનો મત વ્યક્ત કર્યો: "ભગતશેઠની જગાએ બીજા કોઈ લાયક રાજકર્મચારીની નીમણૂક કરવી જોઈએ."

કૈલાસે કહ્યું: "મને તો એ માણસ પ્રત્યે વહેમ છે." તેણે નૃત્યવિહારના ચોકિયાતદ્વારા ભગતશેઠ સંબંધે પ્રાપ્ત કરી હતી એ સર્વે બીના ટુંકાવી કહી સંભળાવી. ક્ષણભર વિશ્રમી તે આગળ બોલ્યો: "ભગતશેઠના ભાષણનો ધ્વનિ, ટંકશાળના અધિકારીઓનું ગુમ થવું, સુવર્ણપાટ અને સિક્કાનું ઉચાપત થવું, યુદ્ધનું કહેણ આવવું—વગેરે બાબતો પ્રત્યે વિચારવાથી હું એ અટકળે આવ્યો છું કે દેશ પર આવેલી બધી આપત્તિનું મૂળ ભગતશેઠ છે. એ ધનાઢ્ય વેપારીએ આજસુધી મહારાજના નિષ્પાપ હૃદયનો લાભ ઉઠાવ્યો છે."

"તમારી અટકળ ખોટી નથી." યુવરાજ્ઞિએ ભગત શેઠ સંબંધે કેટલાંય પ્રમાણો એકત્ર કર્યાં હોય તેમ બોલવા માંડયું: "એ માણસ અણુહિલવાડનો સહુથી મોટો, છુપો શત્રુ છે એમ કહેતાં મને જરાય ક્ષોભ થતો નથી."

આવતી કાલના સૂર્યાસ્ત સુધીમાં ભગતશેઠ ન દેખાય તો તેની જગાએ બીજા માણસને ગોઠવવો એમ નક્કી થયું.

*

'ભગતશેઠે કાર્યવાહક મંડળની બેઠકમાં હાજરી આપવી જોઈએ

કેમકે મંડળના અન્ય સભ્યો પેઠે એનું સ્થાન જવાબદારી ભરેલું છે.' આ મતલબની ચર્ચા થયા પછી ભગતશેઠના સ્થાને અણહિપુરના એક શુદ્ર વેપારીને ચુંટવામાં આવ્યા. ચૂંટાયેલો વેપારી જ્ઞાન, પ્રતિષ્ઠા અને જનતાનો ચાહ ધરાવતો હતો, આથી તે સામે વિરોધ થયો નહોતો.

સૈનિકોએ યુદ્ધપ્રયાણ શરુ કર્યું એ વખતે જુદી જુદી જાતનાં વાજિંત્રોનો ગગનભેદી નાદ થયો. શંખ ફુંકાયો ને યુદ્ધપ્રયાણ સમયે જે વિધિ થતા હતા તે સર્વેનું પાલન થયું. સૈનિકોએ ગજાવેલી રણહાકથી આકાશના ગુંબજ ડોલતા હોય એમ જણાવા લાગ્યું.

બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય અને શુદ્રે ભેદભાવ વગર દેશરક્ષણને સાથ આપ્યો હતો. વર્ગવિગ્રહ વખતે ભિલ્લો અને ક્ષત્રિયો વચ્ચે જે ક્ષણિક અણબનાવ પ્રવર્ત્યો હતો તેનો પડછાયો સુદ્ધાં અહીં દેખાતો નહોતો. અગાઉ ક્યારેક સામસામા આવી લડેલાં ટોળાં પરસ્પર એકત્ર થયાં હતાં. આ બધું નિહાળવાથી મહારાજ યોગનાં ચક્ષુ ગર્વે ઉભરાતાં હતાં.

"જેના માથા પર કાળ ભમતો હશે એને યુવરાજની સામે સશસ્ત્ર ઉભા રહેવાની કુમતિ સૂઝશે."

"જંબુક અભિમન્યુ જેવો લાગે છે."

"પાયદળનો અધ્યક્ષ એક ઠોકરથી હસ્તિકુંભને ફોડી નાખશે."

"મહાબલિ સુભટ્ટ! તારા ભાગ્યમાં સંગ્રામનો આ લ્હાવ નહિ હોય!"

"એની ખોટ દેખાઈ આવે છે."

"સુભટ્ટ અણહિલવાડનો સિંહ છે. એ જ્યાં હશે ત્યાંથી ગર્જના કરશે. એની ગર્જનાથી શત્રુઓના કાન બચી જશે; કાળજાં નહિ બચે."

"અરેરે! આ માંગલિક અવસર વખતે મારો નાથ કારાગારના

સળિયા મઢી બહાર કેમ નીકળ્યો નથી! અખંડ ચાવડાની પત્નિને કોઈ સહાય કરો. મારાથી આ દુર્ભાગ્ય જોઈ શકાતું નથી. આજસુધી મેં દયા યાચી નથી, આજે હું મારા હાથ પાથરું છું."

"રાજા ક્યાં છે?" એમ બબડી વૃદ્ધ ભીલડી અહીં ધસી આવી. એના હાથમાં ઝબકારા કરતી વજનદાર ફરશુ હતી. ચિત્તભ્રમ પેઠે આજુબાજુ ઉભેલી માનવમેદનીને ઉદ્દેશી પૂછવા લાગી: "તમે કોઈ રાજા આગળ લઈ જશો?" ચારે બાજુએ ઘુમવા માંડી, એના હૃદયનો આવેશ બબડાટ બન્યો: "રાજા! તારાં રાજબંધારણ ને ન્યાય તારી પાસે રહેવા દે. અમને આ પ્રસંગે અમારા અંતઃકરણને અનુસરવા દે. અમારા અંતઃકરણમાં અમારો ભગવાન છે. અમે એને જ અનુસરશું. મારા છોકરાના કપાળે આ યુદ્ધનું શોણિત ન ચોટે તો અમારું જીવવું નિરર્થક છે. રાજા ક્યાં છે?"

માનવમેદનીમાં મોટેથી જે સ્વરધારાએ ઘુઘવાટ મચાવ્યો તે રાજાએ સાંભળ્યો હતો. કોઈએ રાજા પ્રત્યે ભિલ્લનારીનું લક્ષ ખેંચ્યું: "માજી, રાજા તમારાથી છેટો ઉભો નથી."

ડોસીએ નજીક ઉભેલા રાજાના મોં સામે જોયું; રાજાને ખડખડ હસતો નિરખી તે ગાજી ઉઠી: "મારો છોકરો ક્યાં? એને બહાર કાઢ. હું એને જંબુકની સાથોસાથ કુચ કરતો જોવા તલસું છું. મારી વાંછનાને ન્યાય નહિ મળે તો હું—" મોં પર ભયજનક અટ્ટહાસ્ય પ્રસર્યું, બોલી: "અહીંથી મને કોઈ પાછી વાળી શકશે નહિ. હું શત્રુદળની સામે જઈશ."

રાજાનું હસવું રોકાયું નહોતું. વૃદ્ધ ભિલ્લનારી ખિજવાટ પામી: "હું બકવાટ કરું છું, એમ માને છે?"

કાલિભદ્રની માતાએ અખંડની પત્નિનો હાથ પકડી કહ્યું:

" ક્ષત્રાણી ! આગળ થા. તારો પતિ કે મારો છોકરો રાજ્યના ધારાની આંખે શિક્ષાપાત્ર ઠર્યા છે. આપણે કશો અપરાધ કર્યો નથી."

અખંડની પત્નિ અને કાલિભદ્રની માતાએ ' યોગ મહારાજનો જય ' ' અણહિલવાડનો જય ' પોકારી જે દિશાએ સૈનિકોએ કુચ શરુ કરી હતી તે તરફ જવા પગ ઉપાડયા.

" મા ! બ્હેન ! આ બાજુએ જુઓ." રાજાની પાસે ઉભેલા એક મંત્રીએ કાલિભદ્રની માતા અને અખંડ ચાવડાની પત્નિનાં લક્ષ ખેંચ્યાં. અજ્ઞાત સૈનિક દલના અધ્યક્ષ કૈલાસની સાથે ભિલ્લનાયક કાલિભદ્ર અને બલાધીપ અખંડને આ બાજુએ આવતા જોઈ ભિલ્લ-નારી અને ક્ષત્રાણી આનંદાવેશમાં મૌન ઉભાં.

" આ બે જણાને રાજાએ મુક્ત કર્યા ? રાજાના ન્યાયનું એ ધોરણ કયા પ્રકારનું સમજવું ? મુક્તિ પામેલા લશ્કરી અધ્યક્ષો રાષ્ટ્રને વિશ્વાસુ છે એમ માનવાનાં કારણો રાજાએ કેમ દર્શાવ્યાં નહિ !" રાજા સાંભળે તેમ એક જણ બોલતો હતો : " શિક્ષા કરવાની ને મુક્તિ આપવાની રાજાની આ રીત મગજમાં ઉતરે એવી નથી. રાજા કયા પ્રસંગે-કોને અપરાધી માને છે એ સમજવું કઠિન છે."

આ સાંભળી રાજાએ મોં પર સ્મિત લાવી મૌન સેવ્યું.

કાલિભદ્ર અને અખંડરાજને રાજાની સામે ઉભા રાખી કૈલાસ બોલ્યો : " મેં ગુપ્તવેશે બે જણાને ધનલાલસાથી ડગાવવાનો પ્રયાસ કરી જોયો છે. આપની સૂચના પ્રમાણે રાજલોભથી મ્હાત કરવાનો યત્ન અજમાવ્યો છે."

રાજાના મોં પર સંતોષની છાયા પ્રસરી તે પારખવાથી કૈલાસે કાલિભદ્ર તથા અખંડને ઉદ્દેશી કહ્યું : " સેનાનાયકો ! આ ક્ષણથી તમે મુકત બન્યા છો."

લશ્કરી અધ્યક્ષોએ મહારાજ યોગના ચરણમાં મસ્તક ઝુકાવ્યાં.

રાજાએ ચાવડાને આજ્ઞા કરી: "અખંડ! તારી વીર પત્નિને મળી લે."

પછી, ભિલ્લનાયકને સૂચવ્યું: "તારી વીર માતાના આશીર્વાદ મેળવી લે."

થોડીવાર પહેલાં અખંડની પત્નિ અને કાલિભદ્રની માતાના બોલવા પ્રત્યે રાજાએ હસવા માંડયું હતું તેનું કારણ હવે જ સમજાયું.

અણહિલપુરના સીમદ્વારની બહારના એક વિશાળ પટમાં યુદ્ધ પ્રયાણ જોવા અસંખ્ય નરનારીઓ આવ્યાં હતાં. પ્રત્યેકના મનમાં લડાયક જુસ્સો ઉભરાતો હતો. છેવાડે ઊભેલા બે જણાએ વાતચીત શરુ કરી.

"જોગમાયાનો કોપ ઉતરશે એ ભયથી સૈનિકોનું સંખ્યા પ્રમાણ ઘટયું હશે એમ મેં ધાર્યું હતું."

"તને ખબર છે? જોગમાયાથી લોકો બીએ નહિ એ હેતુથી સાક્ષાત્ શંકર ભગવાને દેખાવ દીધો છે."

"કયી જગામાં?"

"જગાના નામની મને ખબર નથી."

"શું કહે છે?"

"એણે જોગમાયાને પૃથ્વીમાં મોકલ્યાં જ નથી, એમ તે કહેતા હતા."

"કોની આગળ?"

"માણસો એકત્ર થયા હતા તેમની આગળ."

"ત્યારે તો જોગમાયા રુપે કોઈ મનુષ્ય સ્ત્રીએ રાષ્ટ્રવિરોધી પ્રચાર આરંભ્યો હશે."

માનવમેદની વિખરાતી હતી એ વખતે આ વાર્તાલાપ કૈલાસે સાંભળ્યો હતો.

મધ્યાન્હે કૈલાસ પોતાના આવાસમાં પહોંચ્યો. એ વખતે તેની રાહ જોઈ બેઠેલા ચોકિયાતે કહ્યું : "મલ્લિકા અહીં આવી ગઈ."

"તારી સાથે આવી હશે?"

"જી, હા. હું જ એને અહીં લાવ્યો હતો."

"શું કામ?"

"કહેતી હતી કે કૈલાસદેવને મળવું છે."

"તને ક્યાં ભેગી થઈ?"

"પરબમાં." ચોકિયાત બોલ્યો : "એણે આ ગામમાં હાટ માંડી છે એની સાથે નૃત્યવિહારમાં હતા તે ચોકિયાત પણ છે. એ કહેતી હતી કે પોતે શત્રુપક્ષની જાસુસ નથી એવી પ્રતિતિ કરાવી આપવા તૈયાર છે."

જવાબમાં કૈલાસે મોં પર હાસ્ય દર્શાવી મૌન સેવ્યું.

બીજા દિવસે પ્રભાતે આજ્ઞાવાહક સાથે તે રાજમંત્રણાગૃહમાં ગયો. સમિતિના સભ્યો પોતપોતાની ઢબે હજી આવતા હતા. મહારાજનું આગમન થયું નહોતું. થોડીવારે મહારાજની પધરામણી થઈ. સહુએ તેમને માન આપ્યું.

અર્થપ્રકરણનો ભાર જેણે સ્વીકાર્યો હતો તે સભ્ય બોલ્યો : "દરેક મોરચા પર પુરતું અનાજ પહોંચાડી શકાય એવી વરસ સુધીની વ્યવસ્થા થઈ છે. શસ્ત્રોનું ઉત્પાદન વધારવામાં આવ્યું છે. આમ છતાં લડાઈ લંબાશે તો શેષકરણ શેઠ અને બીજા વેપારીઓએ સંપૂર્ણ સાથ આપવાની તેમની ઉત્સુકતા વ્યક્ત કરી છે."

બીજા એક સભ્યે જણાવ્યું : "આજના એક બનાવ પ્રત્યે હું

સર્વે સભ્યો અને મહારાજનું લક્ષ ખેંચું છું. અણહિલપુરના વિશાળ મહાલયોની ભીંતો પર સિન્દુરથી લખેલાં વાક્યો નજરે પડે છે. જેની મતલબ થાય છે–'જે મોરચો યુવરાજને સોંપાયો છે ત્યાં પ્રચંડ યુદ્ધ થશે. થોડા દિવસમાં એ મોરચો ભેદાશે. યુવરાજ કેદ પકડાશે અને ગુર્જરસેના તેમના બળવાન શત્રૂનું આધિપત્ય સ્વીકારશે.'–આ મતલબનાં વાક્યો મેં વાંચ્યાં છે."

વિશ્રંભ મંત્રી બોલ્યા: "આ જાતનો પ્રચાર વધતો રહેશે તો સૈન્યભરતીને મોટું નુકશાન પહોંચશે."

રાજાએ કૈલાસને ઉદ્દેશી કહ્યું: "દુશ્મનોના પ્રચારકોને પકડી પાડવા જોઈએ."

કેટલીક મંત્રણાઓ થઈ. સૈન્યને હથિયારો, અનાજ, ઔષધો વગેરે મોકલવા બાબતની વ્યવસ્થા વિચારાઈ. દરેક મોરચા પર શું બન્યું તે ખબર બધા મોરચા પર પહોંચી શકે એ પુરતી યોજના થઈ.

કૈલાસ પોતાના આવાસમાં આવી ટહેલવા માંડ્યો. પોતે કશું કરી શક્યો નથી એમ તેને જણાયું હતું. બહારથી ચોકિયાત આવ્યો, બોલ્યો: "બીજીવાર મલ્લિકા આવી ગઈ."

"કાંઈ કહી ગઈ છે?"

"આ લાકડાનો કકડો આપી ગઈ છે." પોતે એક બાજુએ મૂકેલો લાકડાનો કકડો ઉપાડી કૈલાસને આપ્યો, કહેવા લાગ્યો: "એ કકડો નદી કિનારા આગળથી તેણે મેળવ્યો છે, એમ કહેતી હતી."

ત્રીજા દિવસે મંત્રણાગૃહમાં ગયો. સમિતિના સભ્યો અને મહારાજ સમીપ તેણે લાકડાનો કકડો મૂક્યો. વિશ્રંભમંત્રીએ તેને ઉપાડી તેમાં કોતરેલાં વાક્યો વાંચ્યાં.

'જે મોરચા પર યુવરાજ લડશે તે મોરચો ભેદવાની શક્તિ

શત્રુના એક પણ સેનાધ્યક્ષમાં નથી. સમસ્ત અણુહિલવાડને એના સામર્થ્ય પ્રત્યે શ્રદ્ધા છે. ભારતવર્ષના ગણ્યાગાંઠ્યા સેનાધ્યક્ષોમાં એનું સ્થાન છે. નવા વ્યૂહ રચવાની ને શત્રુપક્ષે રચેલા ત્રિકોણ વ્યૂહ ભેદવાની વિદ્યા એણે સંપાદન કરી છે, એ અજય યોધ્ધો છે.'

આ મતલબ સાંભળી સમિતિના સભ્યો અને મહારાજ પ્રસન્ન થયા. પારકી કીર્તિ પોતાના નામ સાથે જડાવા ન પામે એ હેતુથી કૈલાસે ખુલાસો કર્યો : "આપણાથી અજ્ઞાત રહી કોઈ સમર્થ પ્રચારકે આપણી તરફેણમાં પ્રચાર આરંભ્યો જણાય છે."

'એ અજ્ઞાત વ્યક્તિ કોણ હશે, જેણે શત્રુપક્ષના ગુપ્ત પ્રચારકોના સર્વે પ્રયત્નો પર પાણી ફેરવવા માંડ્યું છે!' આ પ્રશ્ન સમિતિ વચ્ચે ચર્ચાયો.

મંત્રણા પુરી થઈ કે તરતજ કૈલાસ પોતાના આવાસ તરફ આવવા નીકળ્યો.

પ્રકરણ ૨૫ મું : :

## યુદ્ધસમિતિમાં નંદનું નિવેદન

"તું યુદ્ધમાં ન ગઈ ?"

"ના." શિલાએ માસીને જવાબ આપ્યો : "મહારાજની આજ્ઞા મેળવવાનું યુવરાજ કહેતા હતા. મને લાગે છે કે એમણે એ સંબંધે મહારાજને કશું પૂછ્યું નથી."

ક્ષણભર વિચારી ચંદા બોલી : "મહારાજ અહીં છે ?"

"હા. તમારે મળવું છે ?"

"એટલે જ પૂછું છું તો."

"મારી સાથે ચાલો."

શિલાએ માસીની સાથે મહારાજના વિશ્રાંતિગૃહમાં જવા માંડયું.

મહારાજ ઉપરાંત તેમના ખંડમાં કોઈ જ નહોતું. દ્વારમાં ઊભા રહી શિલાએ વિનિતભાવે પૂછ્યું; "તાત ! અમે આવીએ ?"

મહારાજે દ્વાર પ્રતિ જોયું, સસ્મિત બોલ્યા : "આવો."

શિલા અને ચંદા બેઠાં; પછી મહારાજે પૂછ્યું : "જે કહેવાનું હોય તે કહી શકો છો."

" મેં એક કારસ્થાન પકડયું છે." ચંદાએ રાજાના મોં પર આશ્ચર્ય પ્રસરેલું જોઈ કારસ્થાનની વિગત ટુંકમાં કહી સંભળાવી.

થોડીવાર મૌન રહી રાજા બોલ્યા : " વીરનારી ! આવતી કાલે પ્રભાતે સમિતિની બેઠક મળશે. નંદને તમારી સાથે લાવજો. "

બીજા દિવસે પ્રભાત સમયે ચંદા અને નંદ રાજમંત્રણાગૃહમાં આવ્યાં. કૈલાસ, મહારાજ અને સમિતિના સભ્યો ઉપસ્થિત દેખાયા. ચંદા અને નંદે મહારાજને નમન કર્યું, બેઠાં. મહારાજે વિશ્રંભમંત્રી સાથે થોડી ક્ષણો સુધી વાતચીત કરી.

વિશ્રંભમંત્રીએ સમિતિના સભ્યોને ઉદ્દેશી કહ્યું : " રાષ્ટ્રની પ્રજામાં ઉત્પાત મચાવનાર કારસ્થાન મંડળ સંબંધે અગત્યની એક બીના આપણી આગળ આવી છે, જે નંદના નિવેદનથી સમજી શકાશે. "

નંદને ઉદ્દેશી વિશ્રંભમંત્રી બોલ્યા : " આપ કહેવા ચાહતા હો તે સવિસ્તાર કહો. "

નંદે ઉભા થઈ સમિતિ સમક્ષ બોલવું શરૂ કર્યું : " આ દેશ પર ચડાઈ કરનાર મનુ પરમારની ગુપ્ત મંડળીમાં હું જોડાયો હતો. એ અગાઉ આનંદિની, અણનમ પરમાર, સજ્જન અને બીજા કેટલાક જણ એ મંડળીમાં સામેલ હતા. એમનો હેતુ પુરાણપુર પ્રગણું પાછું મેળવવા પુરતો હતો. આનંદિનીએ એની ઈચ્છાને તન, મન અને ધનથી સહકાર આપ્યો હશે, એમ હું માનું છું.

મારી કંગાલદશા સુધરશે એ આશયથી મારી કાકીએ આનંદિની દ્વારા મને મનુભાની ટોળીમાં દાખલ કરાવ્યો હતો.

ભવાની મંદિરમાં કોઈ પૂજારી રહેતો હતો; જેનું મુળ નામ ચન્દ્રક સોલંકી છે. તે અને નૃત્યવિહારની સ્વામિની મેનકા એકી સાથે અણહિલવાડમાં આવ્યાં હશે. આ દેશમાં ગુપ્તચર્યા કરવાનો અને અહીંના માણસોની મદદ મેળવવાનો એમનો છુપો આશય હશે.

મનુભા અને પૂજારી એકબીજાને ક્યાંક મળ્યા હશે. બુદ્ધિમાન પૂજારીએ મનુભાની સર્વ પ્રવૃત્તિઓ જાણી લીધી હશે, દક્ષિણ ભારતના કોઈ એક ચાલુક્ય રાજાએ તેને આ દેશમાં ગુપ્તચર્યા કરવા મોકલ્યો છે. ચાવડા રાજવંશને નિર્મુળ કરવા તે ઇચ્છે છે ને વિજય પ્રાપ્ત થયા પછી મનુભાને આ દેશનો મહારાજા બનાવવા તે તત્પર છે, એવી મતલબની કલ્પનાતિત વાતોથી પૂજારીએ મનુભાને આંજી દીધો છે, એટલું મારા જાણવામાં આવ્યું હતું.

ચન્દ્રક સોલંકીએ મનુભાથી મૈત્રી બાંધ્યા પછી બંને પક્ષના માણસો એકબીજાની નિકટ આવવા પામે એમાં શંકાને સ્થાન મળતું નથી.

સોલંકીએ પોતાનો આશય સંતોષવા મનુભાને તથા તેના માણસોને ફાવે તે રીતે ઉપયોગમાં લીધા છે. આ ભૂમિનાં સંતાનોએ હજી સુધી સોલંકીએ બિછાવેલી જાળમાંથી છુટવાનો પ્રયત્ન કર્યો નથી.

સજ્જનનું આકસ્મિક અવસાન થવાથી મનુભાના હૃદયમાં આઘાત પહોંચ્યો હતો. આસવપાનના અતિરેકે એક વાર એને પશ્ચાતાપના માર્ગે ધસડ્યો હતો; પણ તત્વજ્ઞાનના વિચારો પરપોટા બન્યા હશે.”

—આટલું બોલતાં સુધીમાં ચાર વખત એણે વિશ્રામ લેવા યત્ન કર્યો હતો. યોગ મહારાજ, કૈલાસ અને સમિતિના અન્ય સભ્યો નંદે અધુરા મુકેલા નિવેદનને પુરું સાંભળવા ઉત્સુક જણાતા હતા.

કૈલાસે મહારાજની અનુમતિ મેળવી નંદને પૂછવા માંડ્યું: “આનંદિની, અણુનમ અને તમે આસવગૃહમાં હતાં. મનુભાએ મહારાજ આગળ હાજર થઈ પશ્ચાતાપ કરવાનો નિશ્ચય કર્યો છે એમ તમે લોકો માની બેઠાં હતાં. એ વખતે કાનિયો અને બાહુક આસવગૃહમાં આવ્યા હતા, નહિ?” નંદ તરફથી ઉત્તર પ્રાપ્ત થાય એ પહેલાં તે બોલ્યો: “નંદ! કાનિયાના વેશે હું આવ્યો હતો.”

આ સાંભળી સમિતિના સભ્યોમાં આશ્ચર્ય ફેલાયું.

નંદ હસ્યો, અધુરું મુકેલું નિવેદન પુરું કરવાના ઉદ્દેશથી તે બોલવા માંડ્યો : "આનંદિની, હું અને અણનમ આસવગૃહને પ્રણામ કરવાની તૈયારી કરવા લાગ્યાં એ વખતે ભગતશેઠે અમને ખબર આપી-મેનકારાણી અને ચન્દ્રક સોલંકી સિન્દુર ઉપડી ગયાં છે. એ લોકો અમને કાંઈ પણ કહ્યા વિના પલાયન કરી ગયા છે એ જાણવાથી આનંદિની અને અણનમ રોષે ભરાયાં હતાં. એ વખતે તેમનાં અંતરાત્મા સત્યાસત્યની તુલના ઇચ્છતાં હતાં. પણ માણસો પોતાના અંતરાત્માની આજ્ઞાને અનુસરી શકતાં નથી એમ મને જણાયું છે."

"આસવગૃહને ઘેરો ઘાલી તમારી ત્રિપુટીને પકડવા સારુ મેં બાહુકને મોકલ્યો હતો." કૈલાસ બોલ્યો : "હું અટકળે કહું છું કે બાહુક તમારી જાળમાં સપડાયો હશે."

નંદે ગંભીરતાથી કહ્યું : "અમે આસવગૃહમાં ઉપયોગી ચીજો હતી તે બધી સાથે લઈ બહાર નીકળ્યાં. એ અગાઉ આનંદિનીએ પોતાના વિશ્વાસુ માણસોને સંદેશો પહોંચાડ્યો હતો. એ કામ એણે જ કર્યું હતું.

આનંદિનીના વિશ્વાસુ માણસોમાંના કેટલાક અમારી આગળ વીસેક પગલાંના અંતરે અને બાકીનાં છુટા છવાયા ચાલતા હતા.

માછીવાડથી અર્ધોક ગાઉના અંતરે જે અરણ્યપ્રદેશ છે-ત્યાંસુધી અમે પહોંચ્યાં હશું એ વખતે બાહુકે અમારો માર્ગ રુંધ્યો. તેની સાથે પાંચ જણા હતા. તેની કલ્પનામાં નહિ હોય કે અમે ત્રણ ઉપરાંત અમારી સાથે પચાસ માણસો આજુબાજુએ ચાલતા આવે છે.

બાહુકે અમને ઉદ્દેશી કહ્યું : 'મુંગે મોંએ કેદ થાઓ.'

આનંદિનીએ મારા મોં સામે જોતાં પૂછ્યું : 'નંદ! આ માણસનું મગજ કોણે ખરીદ કર્યું હશે?'

જવાબમાં હું બોલ્યો: 'આપણી સાથે વિનોદ કરતો હશે!'

આનંદિનીએ કહ્યું: 'બાહુકને વિનોદ પ્રત્યે અનુરાગ હોય તો આપણે એની વૃત્તિને ઝીલવી ન જોઈએ?—જો ને :બાહુક! હું બી ગઈ હોઉં એવો અભિનય કરું છું.' મોં પર ગભરાટ લાવી મોટેથી બરાડવા માંડી: 'વાઘ આવ્યો છે. હું બી ગઈ છું.' સાચો વાઘ જોતાં માણસના મોંમાંથી નીકળે છે એવી બૂમ શરુ કરી: 'વાઘ, વાઘ, વાઘ.' બાહુક સમજ્યો હશે કે આનંદિનીએ વિનોદ કરવા માંડ્યો છે. પણ એની સમજણથી ઉલટું બન્યું. ચારે બાજુએથી આનંદિનીના માણસો દોડી આવ્યા. બાહુક અને તેની સાથેના સશસ્ત્ર માણસો ઘેરાઈ ગયા. એ વખતેજ આનંદિનીએ વાપરેલી સમયસુચકતાનો ખ્યાલ મને થયો.

બાહુક અને તેના સાથીદારોને કેદ પકડી આનંદિનીના માણસો માછીવાડ ગામમાં પ્રવેશ્યા. અમે તેમની પાછળ જ હતા.

માછીવાડમાં સાવ અજ્ઞાન લોકો વસે છે. જલાબ્ધિના કિનારે એ ગામ વસ્યું છે. ત્રીસેક કુટુંબો તેમના ઝુંપડાંમાં પશુ પેઠે જીવે છે. ત્યાંથી ભૃગુપુર બહુ દૂર નહિ હોય. જળમાર્ગે ત્યાં જવું આવવું સુગમ થઈ પડે તેવું છે,

આખું ગામ આનંદિનીનું ઓળખીતું છે એમ ત્યાં ગયા પછી તરત જ મને જણાયું.

સેંકડો વાંસના હિસાબે પડતર જમીન મારા જોવામાં આવી છે. જમીનનો એક મોટો વિસ્તાર રોકી આનંદિનીએ બાવન ઝૂંપડાં બંધાવ્યાં. તેમના માણસોને એકેક ઝુંપડું તેણે સોંપ્યું. એક ઝુંપડામાં અમે વસવાટ શરુ કર્યો. કેટલાક દિવસો સુધી બાહુક અને તેના સાથીદારોને એક ઝુંપડામાં અમે કેદ રાખ્યા.

મહારાણીના અવસાનની વાત અમારા સાંભળવામાં આવી

એ વખતે યુવરાજ અને શિલાના હસ્તમેળાપની વાત પણ અમે સાંભળી હતી. તે દિવસથી આનંદિનીએ મારા પર ખાનગી દેખરેખ શરુ કરી હતી. એમની પરિચિત ચંદા મારી કાકી છે ને શિલાની તે માસી છે એમ તે જાણતી હોવાથી જ મારા પ્રત્યે વહેમાઈ હશે.

એક દિવસે બાહુકે સહુની નજર ચુકાવી જળાબ્ધિમાં પડતું મૂકયું. માણસ તરી શકે એટલા વજનના લાકડાને આધારે જળ-માર્ગ કાપતો તે મારી નજરે પડયો. એ ખબર મેં આનંદિનીને આપી. તેના માણસોએ પાણીમાં ત્રાપા ઉતારી તરતા બાહુકને પકડયો. એ ક્ષણથી આનંદિનીએ મારા પ્રત્યે વિશ્વાસથી જોવા માંડયું.

આનંદિની સામાન્ય સ્થિતિની તરુણી નથી. એના હ્રદયમાં મનુ પરમાર પ્રત્યે સ્નેહ છે. એની પાસે ધન છે. એનો સ્વભાવ જિદ્દી છે. એના હ્રદયમાં મહત્વાકાંક્ષા છે. અભિમાનની તો તે પ્રતિમા છે. અનેક કોટિનાં સ્ત્રી પુરુષોના પરિચયમાં આવવાથી તે યુક્તિ-પ્રયુક્તિની જ્ઞાતા બનવા પામી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

એક પ્રસંગે મેનકારાણીના વર્ચસ્વથી તેણે અંજાવું પડયું હતું પણ એના મગજમાંથી એ બાબત ખસી નથી.

સિન્દુરનો દૂત આવીને તિરસ્કાર પામી પાછો ફર્યો છે, એ બીના તેના જાણવામાં આવી ત્યારથી જ તેના મનમાં ધુંધવાતી આકાંક્ષાઓ બહાર નીકળવા માંડી. મનુભા, ચન્દ્રક સોલંકી અને મેનકારાણીનાં હ્રદય કબુલવા તૈયાર રહે એવાં પ્રચાર અને કારસ્થાન કરવાની હોંશે તેને નચાવવા માંડી. વીસ માણસોને તેણે પ્રચારકાર્ય સોંપ્યું. તેઓ આ દેશના કોઈપણ ગામમાં તેમને ફાવતા સ્થાન આગળ ટોળું બની ઉભા રહે અને તેમની સમીપથી પસાર થનારના મનમાં ઠસાવે કે તેઓએ જોગમાયાના દર્શન કર્યા, તેમને બોલતાં સાંભળ્યા કે સિન્દુરયુદ્ધમાં અણહિલવાડના રાજાને સાથ આપનારના માથે મારો કોપ ઉતરશે. આ પદ્ધતિથી લોકોમાં ભય અને અસંતોષ ફેલાવે.

દૂત આવ્યો તે અગાઉ અને પછી તેણે પ્રચારના ત્રણેક નવા અખતરા અજમાવ્યા હશે.

અણહિલવાડની સેનાએ કૂચ કરી તે દિવસે પણ તેણે માનવ-મેદનીમાં છુપાવેશે હાજરી આપી હશે.

એના થોડાક માણસોને એણે અહીંના શસ્ત્રોત્પાદન કરનાર કાર્યાલયમાં મજુર વેશે અગાઉથી ગોઠવ્યા છે, જેમાં હું પણ સામેલ છું. આનંદિની પણ છે. આવતી કાલની સાંજ સુધીમાં અહીંની શસ્ત્ર સામગ્રી નકામી થઈ પડે એવું કારસ્થાન યોજાયું છે.

આ યોજનાઓ થતી હતી તે અરસામાં હું મારી કાકીને ઘેર જઈ એમને મળ્યો છું. આ કારસ્થાનની વિગતો મહારાજ તથા સમિતિ સમક્ષ પ્રકટ કરવાની ફરજ મારા માથા પર મુકનાર મારા કાકી છે. એમને કારસ્થાનીઓ પકડવાની ફરજ સોંપાય એમ હું ઈચ્છું છું."

મહારાજની સંમતિથી સમિતિએ આનંદિની અને તેના સાથી-દારોને કેદ પકડવાની સત્તા ચંદાને સોંપી.

## પ્રકરણ ૨૬ મું : :

### સમરભૂમિ

"યુદ્ધ થશે. અસંખ્ય યુવાનોનાં શોણિત રેડાશે. ઘેર ઘેર કાળી ચીસો પડવા માંડશે. કોઈએ પતિ ખોયો હશે. કોઈએ પુત્રને સંભાળી હૈયાફાટ રુદન કર્યું હશે. અપંગની વેદના, નિરાધારનો ભુખમરો અને અનાથ યુવતીઓનાં મુંગા વિલાપથી જગત કંપતું હશે. ચાવડા રાજકુમાર! યુદ્ધ છોડી દે."

"મધ્યાન્હે તપવાનો ક્રમ આદિત્ય નારાયણે ક્યારે છોડ્યો છે કે હું યુદ્ધ છોડું!"

જવાબ સાંભળી તપસ્વીના મોં પર નિરાશા પ્રસરી હતી.

તપસ્વી શિબિર બહાર ગયો એ વખતે ચાવડા લશ્કરના એક મહારથીએ કહ્યું હતું: "યુવરાજ! તપસ્વી વેશે આપનું હૃદય પીગાળવા આવનારને પારખ્યો!"

"હા." યુવરાજે હસીને જવાબ આપ્યો હતો: "ચન્દ્રક સોલંકીને હું ધારત તો અહીંથી જવા ન દેત."

યુધ્ધે ત્રીસ દિવસ વીતાવ્યા હતા. હજી સુધી દુશ્મનો એક પણ મોરચો ભેદી શક્યા નહોતા. રાતે શત્રુઓ આક્રમણ કરશે એ

ભય હોવાથી તે સુતો નહોતો. મોડી રાતે તેની પાસે આવી એક વૃદ્ધ મહારથી બોલ્યો: "આપ નીરાંત મેળવો. હું છાવણીમાં ચારે બાજુએ ફરવાનો છું."

મધરાત વીતિ હશે. બલાધીપે શિબિરમાં પ્રવેશ કર્યો. યુવરાજની આંખ ઉઘડી, ચોંક્યો: "કેમ, છે કંઈ?"

"યુદ્ધ મહારથી હણાયો."

"આક્રમણથી?"

"હા."

"મેં કોલાહળ સાંભળ્યો નથી." યુવરાજ ઉભો થયો, પૂછવા માંડ્યો:

"છાવણીની કયી પાંખ પર શત્રુઓએ આક્રમણ કર્યું છે?"

"ધનુર્ધારી સેના મંડળની જમણી પાંખ ભેદાઈ છે. હું માનું છું કે અહીંથી શત્રુ છાવણીમાં પહોંચેલા કોઈ શત્રુ ગુપ્તચરે મહારથીને છળથી હણ્યો છે."

"બલાધીપ! તમારી અટકળ સાચી છે." યુવરાજ બોલ્યો: "મારા શિબિરમાં તપસ્વી આવ્યો એ વખતે મહારથી અહીં જ હતો. ત્રીસ દિવસ સુધી એ યુદ્ધનિષ્ણાત ડોસાએ શત્રુઓને ફાવવા દીધા નથી. મારી આંખ આગળથી અલોપ થયા પછી એની છાવણીમાં ન જતાં આપણી છાવણીમાં રોકાઈ રહ્યો હશે. તક જોઈ એણે યુદ્ધ મહારથીના શરીર પર ઘા કર્યો હશે અને એ પછી તરતજ એની છાવણીમાં પહોંચ્યો હશે. અહીં આવવા અગાઉ આક્રમણની યોજના તૈયાર રખાઈ હશે."

સહેજ વાર વિચારી પૂછ્યું: "એના સ્થાને કોને મોકલશું?"

જવાબમાં બલાધીપ બોલ્યો: "અખંડ અહીં છે."

"હું જાણું છું કે તે મરણિયો થઈ લડે છે."

"આપ આજ્ઞા આપો તો હું એને મોકલું."

"મોકલો."

બલાધીપ નમન કરી જતો રહ્યો. થોડીવારે સંદેશવાહકે ઉપસ્થિત થઈ ખબર આપી: "પ્રભાસથી અણહિલપુર સુધી પહોંચવાનો માર્ગ ભયમાં છે. વધારાનાં સેનાપતિ અને અશ્વારોહીઓ અહીં હોય તો એ તરફ મોકલી આપો."

યુવરાજે પૂછ્યું: "કેટલા સૈનિકો મોકલવાથી પુરતા થશે?"

જવાબમાં સંદેશવાહક બોલ્યો: "એક હજાર અશ્વારોહીની ત્યાં આગળ જરૂર પડશે."

"મારાથી બનશે તેટલી કુમક હું મોકલીશ."

"અહીંની જાણવાજોગ ખબર છે?"

"હા. યુદ્ધસમિતિને ખબર પહોંચાડજો કે ક્ષેમની છાવણીમાં એક મહારથી હતો. દિવસો સુધી શત્રુઓના સર્વે પ્રયત્નો ધૂળ ભેગા કરી છળથી હણાઈ ગયો છે."

સંદેશવાહક ગયા પછી યુવરાજે કવચ ધારણ કર્યું, બહાર નીકળ્યો, ડાબી પાંખે શસ્ત્રસજ્જ ઉભેલા સૈનિકો અને તેના અધ્યક્ષ આગળ જઈ ઉભો. ધૂળના ઢગલાનો એક કોઠો તપાસ્યો, બોલ્યો: "દુશ્મનોના બાણનો વરસાદ અહીં કારગત નિવડે તેમ નથી. અધ્યક્ષ! આ કોઠો રચ્યો કોણે?"

"પ્રથમ યુદ્ધવિરામ પળાયો તે વખતે યુદ્ધ મહારથીએ આ કોઠો તૈયાર કરવાની સુચના મને આપી હતી."

જમણી પાંખ સુધી જઈ નિરીક્ષણ કરી તે પોતાના શિબિરમાં પાછો ફર્યો, એ વખતે પ્રાતઃકાળનો પ્રથમ પ્રહર વીતતો હતો. આક્રમણકારીઓ પર અખંડ ચાવડાએ જે રીતે પ્રત્યાક્રમણ શરુ કર્યું હતું એ રીત નજરે નિહાળવાથી તેને સંતોષ થયો હતો.

બલાધીપે યુવરાજના શિબિરમાં પ્રવેશ કર્યો, ખબર આપી: "અખંડ સ્વર્ગે સંચર્યો છે."

"હેં!" યુવરાજ સાવેશ બોલ્યો: "અખંડ પડયો!"

"કીર્તિ પાછળ મુકીને."

"ધન્ય હો ચાવડા" આકાશ પ્રત્યે નિરખી બે હાથ ભેગા કર્યા: "તારા તેજસ્વી આત્માને મારા વંદન હો."

યુદ્ધ હજી વિરમ્યું ન હોતું. બે પક્ષમાં કોઈએ વિરામસુચક ઘંટારવ સાંભળ્યો નહોતો. યુવરાજે ઉભા થઇ ટહેલવા માંડયું હતું. તેના અંગને રક્ષી રહેલાં કવચ અને મસ્તકપેચ સૂર્ય કિરણોના સમાગમથી ચમકતાં હતાં.

"બલાધીપ!"

"જી."

"અખંડના સ્થાને હવે કોણ જશે?"

"આપની આજ્ઞા."

"મારી આજ્ઞા તમને માગે છે."

આ સાંભળી બલાધીપે પોતાના હાથમાં રાખેલું ઉઘાડું ખડગ ઉંચું કરી શિરસ્ત્રાણને સ્પર્શાવ્યું; પછી માથું નમાવી શિબિર બહાર જતો રહ્યો. તેના મોં પર છલકાતી યુદ્ધવાંછના પારખવાથી યુવરાજના મનમાં હર્ષ થયો.

તિમિર દળોએ સૂર્યને પરાસ્ત કરી નભમંડળમાં નિરંકુશ વિહારવા માંડયું. યુધ્ધે વિરામની મૈત્રીનો ત્યાગ કર્યો હોય એમ લાગતું હતું

છાવણીના સમાચારવાહકે યુવરાજને ખબર આપી: "ડાબી પાંખે અશ્વારોહી દળોએ આક્રમણ કર્યું છે. કોઠો તૂટયો છે. શત્રુઓએ મનુ પરમારનો વિજય પોકારવા માંડયો છે: સેનાધ્યક્ષ ચારે બાજુથી ઘેરાયો છે. નવું લશ્કર મોકલવામાં ન આવે તો આખી ડાબી પાંખ ભેદી શત્રુઓ આ આખો મોરચો હસ્તગત કરશે."

પ્રભાસમાર્ગે પાંચસો અશ્વારોહીની જે સેના મોકલવી છે. તે મોકલવાનો પ્રબંધ રદ કરવો પડશે, એ વિચારથી તે મુંઝાયો. તેણે હાક પાડી: "ધીર !"

"આજ્ઞા." શિબિર બહારથી એક જણ અંદર આવ્યો, માથું ઝુકાવી મૌન ઉભો. યુવરાજે આજ્ઞા કરી: "મારો અશ્વ તૈયાર રાખ."

થોડીવારે યુવરાજે અશ્વારોહણ કર્યું. ધીરે ગર્જના કરી: "ચાપોત્કટ યુવરાજનો જય."

આ હાક ચારે બાજુએ ફેલાવા માંડી. પ્રત્યેક દિશામાંથી તેની પ્રતિશ્રુતિ અહીં સુધી આવવા લાગી. નજરે જોનાર કાયરોને કંપાવે એવી ગતિથી અશ્વારોહીઓ એકત્ર થવા માંડયા. શંખ ફુંકાયા, શસ્ત્રાસ્ત્રોના ખખડાટ કાને અથડાયા. અશ્વોના હણહણાટથી વાતાવરણ યુદ્ધપ્રેરક બન્યું.

"શી ઇચ્છા છે, ચૌહાણ ?"

"ડાબી પાંખ અભંગ રહેવી જોઇએ."

"પ્રભાસમાર્ગ સુરક્ષિત રહેવો જોઈએ."

"આ મોરચો ભેદાશે તો અણહિલવાડનો યુવરાજ કેદ પકડાશે."

"પ્રભાસમાર્ગ તુટશે તો અણહિલવાડમાં શત્રુદળો ઉતરશે."

પાંચસો અશ્વારોહીઓના અધ્યક્ષ ચૌહાણને યુવરાજ કયી બાજુએ જવાની આજ્ઞા કરશે, તે જિજ્ઞાસાએ પ્રત્યેકના ચિત્તમાં અધિરતા ઉત્પન્ન કરી.

ચૌહાણે દલીલ કરી: "ભાગ્યવિધાતા! પ્રભાતમાર્ગને કુમક મળી રહેશે."

"આપણા મોરચા પર જ્યારે આટલું સખત આક્રમણ છે, આપણે જ જીવથી લડી લેવાના કપરા પ્રસંગમાં મુકાયા છીએ; આ પરથી બીજા મોરચાની સ્થિતિ તમે કલ્પી શકતા નથી ?"

"મારે આપને ભયમાં રહેવા દઈ પ્રભાસમાર્ગે જવું, એમ કહો છો?"

"હું આજ્ઞા કરું છું."

ચૌહાણે રોષથી જવાબ આપ્યો: "યુવરાજના પ્રાણને ભયમાં મૂકી હું પ્રભાસમાર્ગે જઈ શકું નહિ."

"આ મૂર્ખ અધ્યક્ષને મારે શું કહેવું!" સહુ સાંભળે તેમ યુવરાજે સાવેશ બોલવા માંડયું: "આવા જંગલી પુરુષને મહારાજે હયદળનું સ્વામીત્વ સોંપ્યું ન હોત તો સારું હતું."

ચૌહાણ પ્રત્યે મોં ફેરવી બોલ્યો: "મારી આજ્ઞાની અવગણના કરનારને શી શિક્ષા થશે, એ તું જાણે છે."

"સૈન્યધારા પ્રમાણે પ્રાણદંડની શિક્ષા થશે, મને ખબર છે."

"તારા આ વર્તાવના બદલા તરીકે તું દેશદ્રોહી ઠરશે. યોગ મહારાજનું અંતઃકરણ પોકારશે કે ચૌહાણે પ્રભાસમાર્ગ ભેદાવાની તક શત્રુઓના હાથમાંથી છીનવી નહિ."

આ સાંભળી ચૌહાણના મોં પરનું તેજ અલોપ થવા માંડયું. તેના હૃદયમાં આઘાત પહોંચ્યો હોય એમ જણાતું હતું. તેણે યુવરાજને ઝુકી પ્રણામ કરી કહ્યું: "આપની આજ્ઞાનો અનાદર કરવા હું તત્પર નથી."

"જાઓ, વીર ચૌહાણ!" યુવરાજે પોતાના જમણા હાથમાં પકડેલો લાંબો ભાલો સ્થિર ગતિથી ઉંચો કર્યો, બોલ્યો: "પ્રભાસમાર્ગની રક્ષા કરો. અણહિલવાડનું વક્ષઃસ્થલ છે એ. એને અભેદ્ય રાખવાની પ્રતિજ્ઞા કરી વિદાય થાઓ."

"પાંચસોમાં એકપણ અશ્વારોહી જીવતો હશે ત્યાં સુધી પ્રભાસમાર્ગ અભેદ્ય રહેશે." ચૌહાણના મોંમાંથી નીકળેલી શબ્દધારા ચારે બાજુએ ઝીલાવા માંડી: "પ્રભાસમાર્ગ અભેદ્ય રહેશે, અભેદ્ય રહેશે."

પ્રકરણ ૨૭ મું : :

## અવિભક્ત આત્મા

સૂર્યાસ્ત થયો. શત્રુપક્ષે યુદ્ધ વિરામનો ઘંટારવ પ્રસાર્યો. જવાબમાં વિરામ સ્વીકાર સુચવતો શંખનાદ ચાવડા પક્ષે ગજર્યો.

'સફળતાથી આગળ ધસતા શત્રુઓએ યુદ્ધવિરામનો આશ્રય પસંદ કર્યો, તે પાછળ જબરો હેતુ હશે. એમના જ અગ્રેસરો વચ્ચે કોઈ ચોક્કસ બાબતમાં મતભેદ પડયો હોય એ પણ સંભવિત છે.' યુવરાજના મનમાં હર્ષ થયો: 'શત્રુઓને કયી રીતે હંફાવી શકાશે, ડાબી પાંખને કયા ઉપાયે અભેદ્ય રાખી શકાશે વગેરે મુંઝવણોનો ઉકેલ કરવા પુરતો સમય અનાયાસે પ્રાપ્ત થયો છે.'

ભોજનથી પરવારી મુંઝવણો પર તેણે વિચારવા માંડયું; એટલામાં પ્રત્યેક મોરચાને ખબર પહોંચાડનાર સંદેશવાહકે શિબિરમાં પ્રવેશ કર્યો. તેણે યુવરાજને સંદેશ આપવા માંડયો: "પ્રભાસ માર્ગે શત્રુપક્ષનું નવું સૈન્ય ઉમેરાતું જાય છે. આજ સુધીમાં અહીં સાત સેનાધ્યક્ષોએ પ્રાણ ખોયા છે, જેમાં ભિલ્લનાયક કાલિભદ્ર અને જંબુકનો સમાવેશ થાય છે. આપે વધારાનું અશ્વારોહી દળ મોકલ્યું ?"

"હા, મેં ચૌડાણુને મોકલ્યો છે. એની સાથે પાંચસો અશ્વા-રોહી ગયા છે." કહી યુવરાજે પૂછ્યું: "એ મોરચો હાલ કોણે સંભાળ્યો છે?"

"કૈલાસે."

"સામી બાજુએ કોણુ છે?"

"મનુ પરમાર."

યુવરાજ વિસ્મય ભર્યું હસ્યો, બોલ્યો: "એ માણુસ અહીં છે કે ત્યાં છે?"

"આપની સામે પણુ એજ છે?"

"સાંભળ્યું છે એ પરથી કહું છું."

"એને આપે સમરાંગણુમાં કયારેય જોયો નહિ હોય."

"અહીં તો દેખાયો નથી."

"એના નામે યુદ્ધ થતું લાગે છે એમ હું માનું છું."

"બેમાંથી એક મોરચા પર એ હશે–સંભવ છે, ત્રીજો જ કોઈ મોરચો એણે પસંદ કર્યો હોય."

એ પ્રશ્નને સમય આપવો નકામો છે એમ માની યુવરાજે બીજી વિગતો જાણુવાની ઉત્સુકતા દર્શાવી.

સંદેશવાહકે કહેવા માંડ્યું: "યુદ્ધના આરંભમાં એક મહીના સુધી શત્રુઓ પ્રત્યેક મોરચા પર નબળા જણુાયા છે. હાલ તમામ સ્થળોએ એમણે જોર કર્યું છે. પ્રભાસમાર્ગે જેટલું સખત આક્રમણુ છે એટલું જોર બીજા એક પણુ મોરચા પર થતું નથી. શત્રુઓએ ગોઠવેલા ત્રણુ વ્યૂહ કૈલાસે સેનાધ્યક્ષ થતાં વેંત ભેદ્યા હતા. આમ છતાં મહારાજને ભય રહે છે કે પ્રભાસમાર્ગ કૈલાસનો ભોગ લેશે. આ દુ:ખદ પરિણામ આવશે તો તેનું સ્થાન મહારાજ જાતે જ સંભાળશે, એમ મને લાગે છે."

આ સમાચાર સાંભળવાથી યુવરાજના મનમાં સખત આઘાત પહોંચ્યો.

અહીં જે બન્યું હતું તે ઘટના યુવરાજના મોંએથી પ્રાપ્ત કરી સંદેશવાહક વિદાય થયો. તેના મોં પર ગ્લાનિ પ્રસરી હતી તે પરથી યુવરાજે અણહિલવાડનું સ્વાતંત્ર્ય ભયમાં છે એમ ક્ષણભર માન્યું. આ માન્યતાને મનમાંથી કાઢી નાખવી જોઈએ એમ જણાતાં તેણે ભવિષ્ય પ્રત્યે દુર્લક્ષ કર્યું.

મધરાત સુધી તેણે વિચાર્યું, દોહન કરી માર્ગ શોધ્યો: "જેટલાં સાધનો અને સૈનિકો અહીં છે તેમનો એકી વખતે કોઈપણ એક પાંખને લાભ આપવો. શત્રુપક્ષના સેનાપતિઓએ ઘડીભર ભયભીત થવું પડે એ પ્રકારે તેમના પર આક્રમણ કરવું. યુવરાજે કુમક સાથે ધસારો કર્યો છે એ ભ્રાન્તિ તેમની સાથે ઉપસ્થિત કરવી."

તેણે આશાનો આશ્રય મેળવ્યો. મનપ્રફુલ્લ બનતું હતું. બહારથી સામાન્ય દરજ્જાનો એક સામંત શિબિરમાં પ્રવેશ્યો. તેની સાથે એક બંદીવાન યુવતીને જોતાં જ યુવરાજ સ્તબ્ધ થયો, બોલ્યો: "કોણ મેનકારાણી!"

સામંતે મેનકાને બંદીવાન કરવાનું કારણ કહેવા માંડયું: "આ યુવતી કોણ છે એ હું જાણતો નથી. થોડીવાર પહેલાં મેં એને શત્રુની છાવણી તરફથી આપણી છાવણીમાં આવતી દીઠી હું ચોંક્યો. તે નિરંકુશ ચાલી આવતી હતી. મેં એને રોકી પૂછ્યું: 'તું કોણ છે?'

'જવાબમાં ઉદ્ધતાઈથી તે બોલી: 'સિન્દુરસ્વામિનીએ મને મોકલી છે.'

મેં બીજો પ્રશ્ન પૂછ્યો: 'તું અહીં શું કામ આવી છે?"

તેણે જવાબ આપ્યો: "તારા સવાલોના જવાબ દેવા હું

બંધાઈ નથી. તારી ઇચ્છા થતી હોય તો મને કેદ કર.

—આ યુવતી જાસુસ છે એમ જણાતાં મેં એને કેદ પકડી છે.”

સામંતે યુવરાજની આજ્ઞા મેળવી શિબિર બહાર જવા માંડયું. તે ગયા પછી યુવરાજે મેનકાના મોં સામે જોયું. તે વિવશ જણાઈ. બેમાંથી એકે કયાંય સુધી બોલ્યાં નહિ. સમાયુક્ત દૃષ્ટિમિલન વિખૂટાં પાડી તેઓએ ભૂમિ પ્રત્યે નેત્રો નમાવ્યાં હતાં. બંને એક બીજાને કહેવા–સાંભળવા ઉત્સુક હતાં. મેનકાએ આ શાંતિનો ભંગ કર્યો: “એક વાર તમે મારા બંદીવાન હતા; આજે હું તમારી બંદીવાન છું.”

યુવરાજને બેદરકારી ભર્યું હસતો જોઈ તે બોલી: “તમારા સૈનિકોને આજ્ઞા કરો, મને અણહિલપુર લઈ જાય, અને છાવણીમાં ચારે દિશાએ સિન્દુરસ્વામિની કેદ પકડાઈ છે એ વાત પ્રસરવા દો.”

આમ કહેવા પાછળ રહસ્ય છે એ સ્પષ્ટ જણાઈ આવ્યું. યુવરાજે પૂછ્યું: “તારો આશય મને સમજાવી શકશે?”

જવાબમાં તે બોલી: “યુવરાજ! સિન્દુરના આક્રમણકારી સંબંધે અગત્યની એક માહિતી આપવા હું અહીં આવી છું. જે સાંભળવાથી તમારા પક્ષના એક સેનાનાયકની રાષ્ટ્રભક્તિનો અને તમારા રાજ્યના સ્તંભ સમાન મનાતા એક ધનાઢ્યની વૈરવૃત્તિનો ખ્યાલ તમને થશે. રાષ્ટ્રરક્ષા કરવાનો એક અમુલ્ય પ્રસંગ તમને દેખાશે.”

આટલું કહી તેણે માહિતી આપવા માંડી: “આ લડાઈનો ઉત્પાદક ભગત શેઠ છે. ભૂતકાળમાં ક્યારેક અણહિલપુરના વૈશ્ય વેપારીઓએ તેની હાંસિ કરી હશે. એ અપમાનનો બદલો લેવા તે ઉત્સુક હશે. ચન્દ્રક સોલંકીને તમામ પ્રકારની આર્થિક સહાય કરનાર એ જ છે. વૈરવૃત્તિને તૃપ્ત કરવા તેણે તેના પ્રત્યેના ચાવડા રાજકુટુંબના સદ્ભાવનો દુરુપયોગ કર્યો છે. ટંકશાળના અધિકારીઓને નસાડનાર અને સુવર્ણની પાટ ઉચાપત કરાવનાર પણ એ જ છે. કેટલાક વખત પહેલાં તે ભૃગુપુર ગયો હતો. મલ્લિકાને મળવાનો તેનો ઉદ્દેશ

હતો. થોડા દિવસ પહેલાં તે સિન્દુર આવ્યો એ વખતે તેની સાથે પંદરસો અશ્વારોહી હતા; જેમનો અધ્યક્ષ સુભટ્ટ ચાવડો છે. અમારી આગળ ભગતશેઠ બોલ્યો હતો : 'રાજમંડળે અને સમાજે સુભટ્ટને અન્યાય કર્યો છે; આથી તે અણહિલવાડના રાજા-પ્રજાનો નાશ કરવાના આપણા ભગિરથ પ્રયત્નને સાથ આપશે. એ અને એના પંદરસો અશ્વારોહી આપણા પક્ષમાં રહી શત્રુઓ સામે લડશે.'

"આ સાંભળી સોલંકી સુભટ્ટને ભેટી પડયો. મારા હૃદયમાં સખત આઘાત થયો; પણ એ ભાવ મેં મારા મોં પર પ્રકટ થવા ન દીધો. "સુભટ્ટ પ્રત્યે મને તિરસ્કાર ઉપજ્યો હતો."

યુવરાજ મુંગે મોંએ સાંભળ્યે જતો હતો. તેના મોં પરના ભાવ પરખાતા નહોતા. મેનકાએ વિશેષ માહિતી આપતાં કહ્યું : સુભટ્ટ આવ્યા પહેલાં અમારા પક્ષની શી સ્થિતિ હતી તે કહું ?– 'ક્ષેમની છાવણીની એ પાંખ મજબુત છે, આક્રમણોના સખત જવાબ અપાતા રહે છે. આપણાથી બની શકે તેટલું બળ વાપરી ક્ષેમને અહીં જ રોકી રાખવો છે. આમ છતાં આપણા હાથમાંથી સિન્દુર જશે એવો ભય લાગશે કે તરત જ આપણે બધાં જળમાર્ગે પ્રભાસ પહોંચી જશું.'

મેં પૂછ્યું : 'આપણી પાસે વહાણો છે ?'

તેણે જવાબ આપ્યો : 'સમુદ્ર કિનારે વિહરતા આપણા ગુપ્તચરોએ આઠ વેપારીઓને તેમના વહાણો સાથે અહીં ઉતાર્યા છે. આ કામ માટે ગુપ્તચરોએ આપણા બે વહાણોનો ઉપયોગ કર્યો હતો.'

–આ પરથી તમે સમજ્યા હશો કે સમુદ્રની સપાટી પરથી પસાર થતાં વહાણો લુંટવાનો પ્રયાસ અમારા પક્ષે આરંભ્યો છે.

–મેં સોલંકીને પૂછ્યું : 'આઠ વહાણોને બે વહાણોએ લુંટી લીધાં ?'

તેણે હસીને જવાબ આપ્યો : 'બળ વાપર્યું નથી.'

'બુદ્ધિ વાપરી હશે !'

'હા. ગુપ્તચરોએ તેમના વહાણો સુધી જઈ તેમને સલાહ આપી – સિન્દુરમાં થોડો વખત રોકાઈ જાઓ. પ્રભાસ તરફ જવું ભય ભરેલું છે. યુદ્ધ પુરું થયા પછી જજો. વેપારીઓએ એકાદ સપ્તાહ સિન્દુરમાં રોકાવું કબુલ્યું છે. એક સપ્તાહ પછી તેમના વહાણોમાં આપણા સૈનિકો મોકલવાનો પ્રબંધ થયો છે.'

'એ લોકોને કૃત્રિમ ભય દેખાડી રક્ષણ આપવાને બહાને ગુપ્ત-ચરોએ કેટલી રકમ ઠરાવી છે?'

'એ જરુરજ પડી નથી. વેપારીઓએ એમની મેળે દશ સહસ્ર મુદ્રા ગુપ્તચરોને ભેટ આપી છે.'

'એ લોકો સાથે સૈનિકો મોકલવા પડશે,– નહિ?'

'મારો વિચાર જુદો જ છે. સપ્તાહ પુરું થશે કે તરત જ તેમને જણાવવામાં આવશે – ભય વધ્યો છે, હજી થોડા વધારે દિવસો રોકાઈ જાઓ.'

'તમારે એમને અહીં જ રોકી રાખવા લાગે છે!'

–'એ લોકોજ રોકાઈ રહેશે.'

સોલંકીનો આશય પારખી હું તેની સામે હસી. સુભટ્ટ આવ્યા પછી સોલંકીએ તમારા બંને મોરચા પર સખત આક્રમણો કરવા માંડયાં. તેમને સુભટ્ટની કુમક ઉપયોગી થઈ પડશે એમ માની તેઓએ કેટલુંક લશ્કર પ્રભાસ તરફ મોકલી આપ્યું. જ્યારે સોલંકીએ સુભટ્ટને તમારી છાવણીની જમણી પાંખે લડવા કહ્યું ત્યારે તેણે તેના પંદરસો અશ્વારોહીને યુદ્ધના મોરચા પર લાવી ચારે બાજુએ ગોઠવ્યા. તેઓએ અમારા સૈન્યની એક ટુકડીને આગળ ખસતી રોકી; એ વખતે સોલંકી ચોંકયો, મારી આગળ આવી બોલ્યો: 'રાણી! સુભટ્ટે આપણને છેતર્યા છે.'

હું યુદ્ધભૂમિમાં તેની સાથે જ હતી. મેં તેને પૂછ્યું: 'હવે શું કરવું છે?'

'યુદ્ધવિરામનો ઘંટ વગાડવાની આજ્ઞા કરું છું.'

એક સૈનિકને બોલાવી તેણે યુદ્ધવિરામનો ઘંટ વગાડવાની સુચના કરી. ઘંટ વાગ્યો. મને ઉદ્દેશી તે બોલ્યો : 'રાણી ! હવે શત્રુઓના આક્રમણોનો ભય નથી. તેઓએ વિરામસ્વીકાર સુચવતો શંખનાદ ગજવવા માંડયો છે, સાંભળો.'

શંખનાદ અમારા કાન સુધી આવતો હતો.

સુભટ્ટ અને તેના અશ્વારોહી દળને ચારે બાજુએથી ઘેરી લેવા જેટલું અશ્વારોહી દળ અમારી પાસે નહોતું. કેમકે અમારું અશ્વારોહી દળ પ્રભાસ માર્ગે લડી રહ્યું હતું, આથી સોલંકી મુંઝાયો. ત્રણેક દિવસમાં સુભટ્ટ ધારશે તેટલા અમારા સૈનિકોનો અને સાધન સામગ્રીનો નાશ કરી શકશે એમ સોલંકીએ માન્યું હતું. કેટલાક વિચારને અંતે તેણે મારી આગળ એક યુક્તિ કહી : 'રાણી ! બે દિવસની મુદત પુરી થાય એ પહેલાં અહીંનો શસ્ત્રસરંજામ, અન્નભંડાર અને બીજી ઉપયોગી સામગ્રી વહાણોમાં ભરાવી પ્રભાસના વેપારીઓ સાથે અહીંથી ગુપ્ત રીતે રવાના કરવું જોઈએ.'

'આપણે ?'

'એક વહાણમાં આપણે ય બેસવું પડશે.'

હું બોલી : 'વેપારીઓ એમના વહાણોમાં આપણી શસ્ત્રસામગ્રી ભરવા દેશે ?'

'એ લોકો બીકણ છે. ગુપ્તચરોની સલાહ પ્રમાણે આપણી બધી વાતો સહર્ષ કબુલશે. આપણે એમના રક્ષણ માટે અનહદ લાગણી ધરાવીએ છીએ – સંગ્રામમાં રોકાયેલા છતાં એમની સાથે આવવા તત્પર થયા છીએ એમ તેમના મનમાં આપણા પ્રત્યે માન થશે.'

'આપણો શસ્ત્રસરંજામ અહીં જ વપરાય એવી વ્યવસ્થા થઈ શકે તેમ નથી ?'

'વિષ પાયેલાં ભાલાં આપણું મહત્વનું શસ્ત્ર છે. દુશ્મનના

પાયદળો આપણા પાયદળોને જીતી શક્યાં નથી તેનું કારણ આપણુ ભાલાં છે. આ શસ્ત્રો આપણા હયદળને અપાય તો શત્રુઓનાં હય દળોનો કચ્ચરઘાણ વાળી નાખે.'

'પગે ચાલતો સૈનિક ઘોડેસ્વારને ભાલાથી મારી ન શકે?'

'એટલે સુધી કેળવાયેલા સૈનિકો આપણા લશ્કરમાં બ: થોડા હશે.'

'અહીં કેટલા ઘોડેસ્વારો છે?'

'ક્ષેમની છાવણીની બંને પાંખો સામે ટક્કર ઝીલી શકીએ એટલું હયદળ અહીં અનામત રાખ્યું હતું; પણ સુભટ્ટને પંદરસે સ્વારો સાથે કુમકે આવેલો માની સાતસો સ્વારોને પ્રભાસ માર્ગે મોકલી આપ્યા. હવે આપણી પાસે પાંચસો ઘોડેસ્વારોનું દળ માં હશે; જેમને એકેક વિષ પાયેલો ભાલો આપવાની ગોઠવણ થશે. જેથ તેઓ સુભટ્ટના હયદળને પહોંચી વળશે એમ હું માનું છું. આમ છત આપણું હયદળ સુભટ્ટને જીતી ન શકે તો સિન્દુર શત્રુઓના હાથમ જાય. ભલે, હું જવા દઈશ. પ્રભાસ માર્ગે અહીંની સામગ્રી પહોં ચાડવાથી આપણે અણહિલવાડ જીતી શકશું, મને શ્રદ્ધા છે.'

– અમે થોડીવાર મૌન રહ્યાં. મને ઉદ્દેશી તે બોલ્યો: 'રાણી! તમે તમારા સ્થાનમાં જાઓ. હું સર્વે વ્યવસ્થા કરી તમારી પાસે આવીશ.'

– મને પ્રણામ કરી સોલંકીએ પોતાના શિબિર તરફ જવા માંડ્યું."

મેનકાએ યુવરાજને સંપૂર્ણ માહિતી આપી ક્ષણભર વિશ્રમ કહ્યું: "વિષ પાયેલી શસ્ત્ર સામગ્રીને કયી રીતે પ્રભાસ માર્ગે પહોંચતી અટકાવવી એ ઉપાય તમારે શોધવો રહ્યો."

યુવરાજે પૂછ્યું: "ભગતશેઠ કયાં છે?"

"હું ધારું છું, તે ભૃગુપુરમાં હશે."

"સિન્દુર આવો પાછો ભૃગુપુર ગયો હશે!"

"જી, હા." મેનકા બોલી: "એક સ્થાનમાં શાન્તિથી રહેવું એને ગમતું જ નથી. આ યુદ્ધનો સુત્રધાર એ છે. એ જ્યાં જાય છે ત્યાં નવું ષડયંત્ર ગોઠવે છે."

કામ, ક્રોધ, લોભ, મદ અને મત્સર મેનકારાણીના હૃદયમાં એક બીજાંથી અથડાતાં હતાં. યુવરાજ સામે ઉપસ્થિત થતાં સુધીમાં તેણે ધૈર્યનો સહકાર સાધ્યો હતો. હરકોઈ ભોગે અણહિલવાડના રક્ષણની અંતિમ તક આપવા યુવરાજના શિબિરમાં પહોંચી જવું – આ આવેશે તેને અહીં સુધી ઘસડી આણી હતી. કારસ્થાનની વિગતોથી યુવરાજને જાગૃત કરવાની ધગશ પુરી થઈ ત્યાં સુધી તેના મોં પર હૃદયની લાગણી અવતરી નહોતી. તેણે જાળવી રાખેલું ધૈર્ય હૃદયની સીમા ભેદી જિવ્હા માર્ગે બહાર નીકળી છિન્નભિન્ન થઈ વહેવા માંડશે, એ વહન શાન્તિવિહોણું, સંતાપનું પૂર હશે – આ ભયભ્રાન્તિથી તેનું સર્વાંગ કંપવા લાગ્યું. ફાટી આંખે યુવરાજ પ્રત્યે તે જોતી હતી. ઓચિંતી તે બોલી: "બસ, આ માહિતી આપવા જ હું અહીં આવી છું. યુવરાજ! હવે હું જાઉં છું."

એક ક્ષણ વધારે ન રોકાતાં તે શિબિર બહાર નીકળી. એ વખતે તેના નેત્રોમાં આંસુ હતાં મોં પર હૃદયભેદક નિરાશા હતી. બળાત્કારે હોઠ ભીડાવાથી જણાયું હતું. તેણે રુદનને રુંધ્યું છે. ક્ષણભરના એ સાક્ષાત્કારે યુવરાજના હૃદયમાં પ્રવેશી ધુંધવાટ શરુ કર્યો.

ચક્ષુકિરણ સ્પર્શી શકે નહિ એટલા વેગથી આખોય શિબિર ઘુમરી લેવા માંડ્યો છે એવો ભાસ થવાથી તે ઉભો થયો, બીજી જ ક્ષણે આંખો મીંચી આસનમાં બેસવા જતાં તેમાં ઢળી પડ્યો.

*

બહારથી કોઈએ શિબિરમાં પ્રવેશ કર્યો. આસનમાં નિદ્રાવશ પોઢેલા યુવરાજને જોતાં જ તે વિસ્મય પામ્યો, મનમાં પ્રશ્ન થયો:

"શિબિરમાં બીજી એકપણ વ્યક્તિ દેખાતી નથી. શું ઉંઘમાં બબડયા હશે!"

યુવરાજના મોંમાંથી ઉચ્ચાર બહાર નીકળવા માંડયા: "હું તને વિસર્યો નથી. વિસરવા ઇચ્છતો નથી. જે અભેદ્ય આચ્છાદને તારી હૃદયવાંછના ઢંકાઈ છે એ જ આચ્છાદને મારા હૃદયને બળાત્કારે બંધ રાખ્યું છે. તેં અને મેં શું ખોયું છે તેનું જ્ઞાન આપણા બેનાં અંતઃકરણને છે. ન્યાયવાંછુ ફળ માટે મથે છે એ કોટિની અસહિષ્ણુ તું નથી. મારા પ્રત્યેની ફરજથી તું મુક્ત થઈ છે. તારા પ્રત્યે મારી ફરજ હું સમજ્યો છું; પાળી શક્યો નથી. સ્નેહાંકિતા! હું હાર્યો છું, તું જીતી છે. તારા બીડાયેલા હોઠ વચ્ચે રુદનનો જે ધોધ રોકાયો હતો એને હું પામ્યો છું. વિશેષ શું બોલું, હૃદયાંકિતા!"

"યુવરાજ!"

"હું જાગું છું."

યુવરાજ બેઠો થયો. તંદ્રાવસ્થામાં તે કોને ઉદ્દેશી બોલતો હતો એ પ્રશ્ન બલાધીપે તેને ન પૂછ્યો. જુદી જ વાત કહી: "શત્રુ-છાવણીમાં એક દિશાએ 'અખંડ બ્રહ્મચારિણી મેનકારાણીનો જય' પોકાર થતા જણાય છે."

"બે પક્ષો વચ્ચે યુદ્ધ ચાલતું હશે." સહેજ વિરમી ગંભીરતાથી યુવરાજે આજ્ઞા કરી: "બલાધીપ! ડાબી પાંખ રક્ષે છે એ સૈન્યને જમણી પાંખે એકત્ર કરો. મરવું છે એ નિશ્ચયે આક્રમણ શરુ કરવાનું છે, સિન્દુરના સમુદ્રતીર સુધી પહોંચી જવાની આપણી નેમ છે—આટલું જ લક્ષમાં રાખો."

દલીલ કર્યા વિના મુંગે મોંએ બલાધીપે મસ્તક નમાવ્યું. બીજી જ ક્ષણે તે શિબિર બહાર જતો દેખાયો.

## પ્રકરણ ૨૮ મું ::

### પ્રભાસ માર્ગે સંરક્ષણ

"પ્રત્યેક મોરચે ભયાનક યુદ્ધ ચાલે છે. બંને પક્ષો લડાઈનો અંત ત્વરાથી લાવવા મથે છે. જખમી સૈનિકોને ઉઠાવવા જનારાં સ્ત્રી પુરુષોને ફરજ બજાવતાં મુશ્કેલીઓ વેઠવી પડે છે. કેટલાંય સેવક – સેવિકા અકસ્માતનો ભોગ બને છે. મુડદાં ઉચકવાનું કાર્ય પણ આવું જ દુષ્કર બન્યું છે. યુદ્ધનિરીક્ષકો કહે છે – જે મોરચે યુવરાજ છે ત્યાં અને અહીં – આ બે મોરચા પર શત્રુઓએ યુદ્ધની હારજીતનો નિર્ણય મૂકયો છે."

"બસ, આ જ વાત છે ને!"

"સીમાડાના અગ્નિ કોણને રક્ષી રહેલા ચાવડા સૈનિકોને ઉશ્કેરતી યુવરાજ્ઞિને મેં નજરે જોઈ છે."

"એ સાંભળવાથી કોઈને પણ આશ્ચર્ય ઉપજે તેમ નથી; કેમકે યુવરાજ્ઞિ રાષ્ટ્રસેવિકાની પુત્રી છે."

"સાચું કહો છો?"

"હા, હા – આનંદિની, અણનમ અને તેમની મંડળીને શસ્ત્રોત્પાદન – કાર્યાલયમાંથી કેદ પકડનાર ચંદાબા યુવરાજ્ઞિને દિકરી માને છે."

"ધન્ય હો એ રાષ્ટ્રસેવિકાની સદ્‌ગુણસંપન્ન દુહિતાને."

છત્ર વિનાના ઉઘાડા રૂપમ્રથમાં બે જણ બેઠાં હતાં. તેમની વાતચીત વ્યંગભરપૂર જણાતાં બાહુકે વાહનને રોકયું, પૂછયું: "ક્યાં જાઓ છો?"

"વાહન પરની ધ્વજામાં ચિહ્ન છે," જવાબ મળ્યો: "તે જોઈ લો."

બેદરકારી ભરેલો જવાબ આપનાર મલ્લિકાને ઓળખવાથી તેણે પૂછયું: "મૃત્યુના મુખમાં જવું છે?"

મલ્લિકા સાથે ચોકિયાત હતો તેણે જવાબ આપ્યો: "કૈલાસ-દેવનાં શિષ્યો મૃત્યુમુખ શોધતા હોય છે."

"મારી વિનંતિ સ્વીકારી શકશો?"

"બોલો, શું કહેવાનું છે?"

"રૂપમ્રથને પાછો વાળો." બાહુક બોલ્યો: "યુદ્ધવિરામનો શંખનાદ ફુંકાય તે વખતે તમારી ફરજ અદા કરવા પાછાં આવજો."

મલ્લિકાએ હસીને કહ્યું: "તમારી વિનંતિ સ્વીકારવામાં અમને કશી અડચણ નથી. સૂર્યાસ્ત થવા આવ્યો છે. વિરામનો શંખ ન ફુંકાય તો?"

"તમારે કૈલાસદેવની આજ્ઞા મેળવવી પડશે."

"આ ધારો ક્યારે બહાર પડયો?"

"બે દિવસથી."

આ સાંભળી મલ્લિકાએ રથને પાછો વાળ્યો, બોલી: "યુદ્ધના ધારાની અવગણના કરવા અમે ઇચ્છતાં નથી."

યુદ્ધવિરામનો શંખ ફુંકાયો. કૈલાસ પોતાના શિબિરમાં આવી બેઠો. બાહુકે મલ્લિકા આવી ગયાની ખબર આપી. એમની વાતચીત વ્યંગ-ભરપૂર હતી એ પણ જણાવ્યું. કૈલાસ હસ્યો, બાહુકને ઉદ્દેશી બોલ્યો: "ચોકિયાત સંબંધે મને કોઈ પૂછે તો હું એમ કહું કે તેના હાથમાં મારું મસ્તક સોંપવા હું તૈયાર છું."

"મને મલ્લિકા પ્રત્યે વહેમ ઉપજે છે."

"બાહુક! શિલાદેવીને હું મળ્યો હતો. એમણે મલ્લિકા :
વિશ્વાસ રાખવાની મને ભલામણ કરી છે."

"શિલાદેવી પોતાની ગણત્રીમાં ભૂલે જ નહિ એ કેમ મનાય
બાહુકે પોતાનો મત નીડરતાથી વ્યક્ત કર્યો: "ચોકિયાત :
મને ય અશ્રદ્ધા નથી. તેના મોંમાંથી રાષ્ટ્રસેવિકા ચંદાબાની પ્રશ
નીકળી હતી, જે અશુદ્ધ નહિ હોય એમ હું માનું છું. પણ મલિ
સ્ત્રી છે. એનામાં ચાંચલ્ય છે."

કૈલાસ નિરુત્તર બેસી રહ્યો. એ જોઈ બાહુક શિબિર બ
જતો રહ્યો. થોડી ક્ષણો સુધી વિશ્રાંતિ મેળવી કૈલાસે બાહ
શિબિરમાં પાછો બોલાવી કહ્યું: "મેં જે સેવા મહારાજને કહી :
કરી હતી તેને હું ન્યાય આપી શકયો નથી. શસ્ત્રભંડારમાં કારસ
થતું હતું એને પકડવાનો સંજોગ હું પ્રાપ્ત કરી શકયો નહોતો. નૃ
વિહારમાંથી યુવરાજ અને સદ્ગત મહારાણીને મુક્ત કરવાનો
યત્ન પણ શિલાદેવીએ બજાવેલી સેવા આગળ ઝાંખો પડયો છે :
હું માનું છું. હજી સુધી મને કોઈ કાર્યમાં સફળતા મળી નથી.
લાવનારા અને પ્રયત્ન કરનારા પ્રત્યે મહારાજ સમાનભાવે જુએ
એથી જ એમની દૃષ્ટિએ હું મહત્વનો માણસ મનાઈ રહ્યો છું. અ
સેનાપતિપદ મેં સ્વીકાર્યું છે. શત્રુઓએ તેજીલું અશ્વારોહી દળ ઉ
છે. આપણું અશ્વારોહી દળ પૂરતું નથી; છતાં હું શત્રુઓને લોખ
ચણા ચવડાવી રહ્યો છું. આજકાલમાં નવું અશ્વારોહી દળ કુમકે ર
ન શકે તો પ્રભાસમાર્ગનું રક્ષણ કરતો કૈલાસ એક વાંછનાને પ
મૂકી રણક્ષેત્રમાં ચિરસ્થાયી શયનાગારને શોભાવશે."

"તમારી વાંછના શી છે?"

"હું ભગતશેઠને પકડી મહારાજ સમક્ષ હાજર કરવા ઇચ્છું છ

"એ કયાં વસે છે એ જ કોઈ જાણતું નથી."

"એટલી જ ખબર મને જોઈએ છે."

મહિષ જોડેલા વાહનોની અવરજવર સંભળાવા માંડી. જખમી સૈનિકોની ચીસો કાનમાં પ્રવેશી હૃદય સોંસરવી ઉતરતી હતી. કૈલાસ અને બાહુક શિબિરમાંથી બહાર નીકળ્યા.

હાથમાં સળગતી મશાલ પકડી નવયૌવનાઓ લોહીના ખાબોચિયામાં ચાલતી – ચારે બાજુએ આંખો ફેરવ્યે જતી હતી. કોઈ સૌભાગ્યચન્દ્રને, કોઈ માડીજાયાને, કોઈ પિતાને તો કોઈ પોતાના અન્ય સ્વજનને શોધતી હતી.

છાપરા વગરનો એક રૂપમ્રથ રણક્ષેત્ર તરફથી કૈલાસ અને બાહુક ઉભા હતા એ બાજુએ આવ્યો. બળદ જોડેલા રથમાં સુંવાળી શય્યા બિછાવાઈ હતી. તે પર ઉંચા દરજ્જાનો એક સામંત જખમી સ્થિતિમાં સૂતો હતો. શય્યા રક્તથી રંગાઈ હતી. હાથમાં મશાલ પકડી એક પ્રૌઢા ઉઘાડા કેશકલાપે તેમાં બેઠી હતી. સારથી વાહનને હાંકતો હતો. બાહુકે પ્રૌઢાને જોતાં જ તેને પૂછ્યું : "રથમાં કોણ છે ?"

કરુણ, ગંભીર સ્વરો સંભળાયા : "નંદ, મારો દિકરો."

રથ એની નિત્યની ગતિથી પસાર થયો. જખમી થયેલા નંદને રથમાં સુવડાવી એની કાકી ઔષધાલય તરફ જતી હતી. બાહુકના મનમાં વિદ્યુતનો એક આંચકો વાગ્યો, બોલ્યો :
"એણે મને મિત્ર માન્યો, હૃદયપ્રિય મિત્ર..."

કૈલાસ હસીને બોલ્યો : "બાહુક ! અણહિલવાડ કાજે શસ્ત્ર ઉપાડનાર પ્રત્યેક સૈનિક આપણો મિત્ર છે."

મહિષ જોડેલાં વાહનો મૃતદેહ ઉપાડી જતાં હતાં. બળદ જોડેલા રૂપમ્રથો જખમી સૈનિકોને ઉપાડી ઔષધાલયમાં પહોંચાડવાની ફરજ બજાવતા હતા. સૂર્યાસ્ત પછી એક ઘટિકા વીતવા આવી; છતાં મલ્લિકા અને ચોકિયાત પાછાં દેખાયાં નહિ.

બીજા દિવસે સાયંકાળે મલ્લિકા અને ચોકિયાત શિબિરમાં આવ્યાં. કૈલાસે પૂછ્યું : "ગઈ કાલે બીજી વાર દેખાયાં જ નહિ !"

જવાબમાં મલ્લિકા બોલી : “ અગત્યની એક બાતમી આપને પહોંચાડવા સારુ ગઈ કાલે સાયંકાળે બીજી વાર અમે આવ્યાં હતાં. આપના દર્શન થવાથી અમારા રથમાં જખમી સૈનિકોને સુવડાવી અમે ઔષધાલય તરફ ઉપડી ગયાં હતાં. ”

ક્ષણભર વિરમી બાતમી આપી : “ અમે ભૃગુપુર ગયાં હતાં. ”

“ કેમ ! ” કૈલાસે પૂછ્યું : “ ત્યાં કાંઈ કામ હતું ? ”

“ એક ધનવાને અમને બોલાવ્યાં હતાં. ”

ચોકિયાત પ્રત્યે મોં ફેરવી કૈલાસે પૂછ્યું : “ તું સાથે ગયો હશે ? ”

“ હા, મલ્લિકાના કહેવાથી હું તેની સાથે જઈ આવ્યો છું. ”

“ મળ્યા કોને ? ”

“ ભગતશેઠને. ”

“ હેં, મલ્લિકા ! ” કૈલાસે ઉત્સુકતાથી પૂછ્યું : “ તેં કેમ જાણ્યું કે ભગતશેઠ ભૃગુપુરમાં છે ? ”

“ મારી સાથે ચાર જણા પરબમાં રહે છે. એમાંનો એક જણ ઘી વેચવા ભૃગુપુર ગયો હતો. ઓચિંતો ભગતશેઠનો એને મેળાપ થયો હતો.”

“ હવે હું સમજ્યો. ” કૈલાસ બોલ્યો : “ ઘી વેચવા જનાર તારા ભાઈ સાથે શેઠે તને સંદેશો મોકલ્યો હશે ! ”

“ જી, હા. ” મલ્લિકાએ જણાવ્યું : “ મને મળેલા સંદેશાની વિગત મેં તમારા આ – ” બાજુમાં ઉભેલા ચોકિયાત પ્રત્યે હસ્ત નિર્દેશી બોલી : “ સેવકને કહી. તમારો સેવક મારી સાથે આવવા તત્પર થયો. અમે ભૃગુપુરમાં જઈ એમને મળ્યાં. ”

હર્ષભરપૂર રોષથી કૈલાસ બોલ્યો : “ ચાલ, મને બતાવ. હું ભૃગુપુર આવું છું. ”

“ અમારી સાથે જ તેણે ભૃગુપુર છોડ્યું છે. ”

"સિન્દુર જતો રહ્યો?"

"ના."

"તે છે ક્યાં?"

"અમારાથી છૂટા પડતી વેળાએ બોલ્યોઃ–'હું છાવણીમાં જઈશ.' એણે એક કામ અમને સોંપ્યું છે."

કૈલાસના મોં પર જિજ્ઞાસા ભાવ પ્રસર્યો. મલ્લિકાએ કામની વિગત કહી સંભળાવવા માંડી: "અહીંના વ્યૂહનો જેવો અમને આવડે એવો નકશો દોરી અમારે તેમને આપવો."

આટલું બોલતી વખતે મલ્લિકા હસી હતી – સાંભળતી વખતે કૈલાસ હસ્યા વિના રહ્યો નહોતો.

"મને કહી તે બીના મહારાજને કહેજે." કૈલાસે મલ્લિકાને સૂચના કરી પોતાનો નિર્ણય જણાવ્યો: "આવતી કાલે પ્રભાતે યુદ્ધ શરુ થતાં જ હું શત્રુ છાવણીમાં જવાનો છું."

"એકલા?"

"મારો અશ્વ મારી સાથે હશે."

પ્રભાત થયું યુદ્ધની ઘોષણા સંભળાવા માંડી. કૈલાસે બાહુકને બોલાવી કહ્યું: "મારાથી વધારે શક્તિમાન સેનાપતિ પ્રભાસમાર્ગના રક્ષણનો ભાર માથે ન ઉપાડે ત્યાંસુધી એ ભાર હું તારા માથા પર મૂકું છું."

"અને આપ?"

"મારી વાંછના પૂરી કરવા જાઉં છું."

કૈલાસ ઘોડેસ્વાર થયો. તેની કમરે મ્યાનબદ્ધ ખડગ લટકતું હતું. ખભામાં ધનુષ્ય અને હાથમાં ભાલો હતાં.

## પ્રકરણ ૨૯ મું ::

### વાંછના પૂરી થઈ

"પ્રભાસ માર્ગનું સંરક્ષણ દુષ્કર છે."

"શત્રુસેનામાં ઉંચી પંક્તિના અશ્વારોહી દળનો ઉમેરો થયો છે."

"સેનાપતિ કૈલાસ શત્રુસેનાની મધ્ય હાર ભેદી છાવણીમાં પ્રવેશ્યો છે. એની હિંમતે યુદ્ધવીરોને છક કરી મૂક્યા છે."

"એ તો બધું ય સમજ્યા. પણ હજી એકે ય મોરચાનું વધારાનું અશ્વારોહી દળ કુમકે આવી શક્યું નથી."

"આંખો મીંચીને યુદ્ધમાં ધુમી જાણવા ઉપરાંત બીજી કશી ખબર રાખે છે!–જરા બાહુકના શિબિર આગળ જઈ આવ–મહારાજ જાતે સૈન્યની આગેવાની લેવા ઉત્સુક બન્યા છે. સિન્દુર મોરચા પરથી ચૌહાણ પાંચસો ઘોડેસ્વારો સાથે કુમકે આવ્યો છે. બીજા મોરચા તરફથી પણ કુમક આવી છે."

યુદ્ધ ચાલતું હતું એ વખતે અહીંની જ એક નવી ટુકડીમાં ચર્ચા થવા માંડી. થોડી વારે ટુકડીના સૈનિકોને આજ્ઞા થતાં તેઓ એક ખુણે ધસારો થતો હતો તેમાં સામેલ થયા.

અશ્વારોહી મહારાજને મલ્લિકાએ નમન કરી કહ્યું: "ભગવાન! હું સ્ત્રી છું; છતાં આપની આજ્ઞા હોય તો સેનાપતિ ગયા છે એ માર્ગે આક્રમણ લઈ જવા ઉત્સુક છું."

મહારાજ બોલ્યા: "સેનાપતિ જ્યાં ગયો હશે ત્યાં અસહાય નહિ હોય. એની રક્ષા કરનાર એનું આત્મબળ સાથે જ હશે."

બાહુકને ઉદ્દેશી તેણે સુચના કરી: "મારી પાછળ આવ."

બાહુકે પોતાનો અશ્વ મહારાજ આગળ વધ્યા એ માર્ગે દોડાવ્યો.

શત્રુઓએ વ્યૂહ ખંડ્યો હતો. મહારાજે ત્રિકોણ વ્યૂહની રચના કરવા માંડી. શત્રુઓના આક્રમણો વ્યૂહનિષ્ણાતોને મુંઝવે તેવાં હતાં.

"સૂર્યાસ્ત થવા આવ્યો છે." મહારાજે બાહુકને ઉદ્દેશી કહ્યું: "યુદ્ધવિરામનો શંખ ફુંક."

"મહારાજ! શું આપણે વિરામ માગી લેવો?"

"હા, આપણે વિરામની માગણી કરી છે એમ માનવાથી શત્રુ સેનાધ્યક્ષ યુદ્ધને વિશેષ ગતિ આપશે."

"એથી શું થશે?"

"આપણી નબળી પાંખ પર તેઓ એકત્ર થશે."

"પછી?"

"ત્રિકોણાકારે આપણું સૈન્ય એમના મોરચા સુધી પ્રસરી જશે. પ્રભાત પહેલાં દુશ્મનોએ શરણ સ્વીકારવું પડશે."

બાહુકે મહારાજના વ્યૂહજ્ઞાનની પ્રશંસા મનમાં જ કરી, વિરામ-સુચક શંખ ફુંક્યો.

પ્રત્યુત્તરમાં વિરામસ્વીકાર સુચવતો ઘંટ ન વાગવાથી યોગ મહારાજ ખડખડ હસ્યા, બોલ્યા: "બાહુક! ધનુર્ધારી, અશ્વારોહી દળને સામી બાજુએ ખેંચી જા. શત્રુ છાવણીની મર્યાદા વચ્ચે આવે તેની પેલે પાર સુધી પહોંચી જજે. શત્રુ છાવણીની પેલી બાજુએ તારો અને મારો મેળાપ થશે."

શત્રુ સૈન્યે મધ્યસ્થ હરોળ ભેદવા એક સામટો ધસારો કર
માંડ્યો હતો. તેમની સામે રક્ષણાત્મક યુદ્ધ ચાલુ રાખવાની સુચન
આપી મહારાજે નવો અધ્યક્ષ નીમ્યો. એક ખુણેથી બાહુકે અ
બીજા ખુણેથી મહારાજે તેમનાં સૈનિકોને સર્પાકારે સામી બાજુએ
લઈ જવા માંડ્યા.

પ્રભાત થયું, હજી યુદ્ધ વિરમ્યું નહોતું. ઘોડા પર સ્વાર થયેલ
એક તેજસ્વી યુવતીને મલ્લિકાએ રોકી: "બહેન, બહેન, બહેન!"

"તું અહીં શું કામ ભમે છે?"

"મને ભાન નથી કે હું શાસારુ યુદ્ધભૂમિમાં ભટકું છું! મા
અહીં કોણ છે?—" ગળગળી થઈ મલ્લિકા બોલી: "બહેન! અ
સંહારગીત ગાતા માનવલોકમાં એક વ્યક્તિ છે. હું એના પુનરાગમનન
પ્રતિક્ષા કરું છું. મેંજ એને શત્રુ છાવણીમાં મોકલ્યો છે."

"આ બધી વાતો તું કોના સંબંધે કહે છે, એ હું જાણું છું
મલ્લિકા!" અશ્વ પરથી નીચે ઉતરી શિલાએ મલ્લિકાના મસ્ત
હસ્ત પ્રસારી લાગણી વહાવી: "તારો જીવનસાથી તેં શોધ્યો છે
એને જ તું પામશે. મારા તને આશીર્વાદ છે, બહેન!"

શસ્ત્રોના કર્ણભેદી ખખડાટ, સૈનિકોને પાનો ચડાવના
વ્યાખ્યાન—આખ્યાનના ધ્વનિ, અધ્યક્ષોની રણહાક, પ્રાણપથારી
પોઢતા વીર પુરુષોના ચિત્કાર; ઉપરાંત, પરખાય નહિ એવા ચિત્ર
વિચિત્ર કોલાહળ વચ્ચેથી એક અશ્વારોહી ચાવડા લશ્કરની છાવણી
આવ્યો. તેનું આખું શરીર અને તેનો અશ્વ શોણિત નીતરતાં હત
તેની બેઠક આગળ એક જીવતા માણસને તેણે બેસાડ્યો હતો.

"સેનાપતિ કૈલાસે શત્રુ છાવણીમાંથી ભગતશેઠને જીવતો
પકડ્યો છે."

"કૈલાસના શરીરમાં અસંખ્ય પ્રહાર થયા લાગે છે. સાત અ
જેટલાં બાણ તો હજી એની પીઠમાંથી બહાર નીકળ્યાં નથી."

આ ખબરો વાયુ વેગે સૈન્યમાં પ્રસરી ગઈ.

શિલાદેવી અને મલ્લિકાને જોતાં જ કૈલાસે ઘોડા પરથી નીચે ઉતરી ભગતશેઠને ઉતાર્યો, તેનું ગળું પકડી આગળ ચલાવ્યો, યુવરાજ્ઞિને ઉદ્દેશી પૂછ્યું: "મહારાજ ક્યાં છે? હું દર્શનાતુર છું"

શિલાદેવીની આજ્ઞાથી બે સૈનિકો જખમી થયેલા ભગતશેઠને તેમની દેખરેખ નીચે એક શિબિરમાં લઈ ગયા.

કૈલાસ તેના શરીરને સમતોલ રાખી ન શક્યો, ધરા પર સુતો. મલ્લિકા તેના મોં સામે જોતી હતી. શિલાદેવીએ એક અનુચરને આજ્ઞા કરી: "રૂપમ્રથને લાવો." જવાબમાં કૈલાસ હસ્યો, બોલ્યો: "યુવરાજ્ઞિ! હવે મારો પ્રાણ સારવારથી બચે તેમ નથી. મારી વાંછના પુરી થઈ છે. યુદ્ધ જગાડનાર ભગતશેઠને જીવતો પકડવાનું સદ્દભાગ્ય મેં પ્રાપ્ત કર્યું છે. કર્તવ્યપાલનનો મને યશ આપનાર આ રહી." મલ્લિકા પ્રત્યે હસ્તનિર્દેશી સાનંદ બોલ્યો: "એણે જ મને સહાય કરી છે, સાથ આપ્યો છે; જેના પ્રત્યે વિશ્વાસ મૂકવાની ભલામણ એક વખત આપ તરફથી મને મળી છે. હું એને પ્રણામ કરું છું."

હૃદયની ચારે બાજુની અતૂટ ભીંતો ભેદી લાગણીનો ધોધ બહાર નીકળતાં મલ્લિકાએ ચીસ પાડી: "મારો નાથ પ્રાણ-પ્રથારીએ સુતો છે."

આ ચિત્કાર સાંભળનાર શિલાદેવી અને અન્ય અનુચરોનાં હૈયાં આઘાત અનુભવી રહ્યાં.

*

વિજયધ્વનિ સંભળાવા માંડ્યો. મધ્યાહ્ન પહેલાં આ જીત કોણે મેળવી, એ વિચારવું પડે તેમ નહોતું. સૈનિકોની એક હાર ચાવડા અધ્યક્ષોના શિબિર તરફ આવતી હતી. એની પાછળ બીજી કેટલીયે હાર જણાતી હતી.

"યોગ મહારાજે ત્રિકોણવ્યૂહ યોજી શત્રુસેનાને ઘેરી છે. શત્રુ સેનાધ્યક્ષો જીતના ઉમંગે ભાન ભુલવાથી ફસાયા છે, શસ્ત્રો નીચે મૂકી શરણુ સ્વીકારવાની એમને ફરજ પડી છે."

"મહારાજ પરાક્રમી છે, સાહસિક છે, એમનું વ્યૂહ નિર્માણુ સહુએ શીખવા જેવું છે.'

"શત્રુ સેનાપતિ બકે છે કે સોલંકીએ સિન્દુરમાં અનામત રાખેલી શસ્ત્ર સામગ્રી વેળાસર મોકલી હોત તો યોગમહારાજને જીત મળવી કઠિન હતી."

પ્રભાસમાર્ગે યોગ મહારાજે વિજય મેળવ્યો છે; છતાં ચન્દ્રક સોલંકી અને તેની શસ્ત્રસામગ્રી હાથ આવ્યાં નથી એમ મનાવા માંડયું.

છાવણીમાં શિબિરોની હારમાળા આગળ પહોંચતાં વેંત યોગ-મહારાજે ભૂમિગ્રસ્ત કૈલાસ, તેની પાસે આંસુભરી આંખે બેઠેલી મલ્લિકા, અને તેમની ચારે બાજુએ ગોળાકારે બેઠેલા સૈનિકો, અનુચરો અને શિલાદેવીાને જોયાં.

મહારાજને જોતાંજ કૈલાસે બે હાથ ભેગા કરી વંદન કર્યાં. તે કશું બોલી શકયો નહિ. તેના મોં પરનો હર્ષ પારખવાથી મહારાજે અટકળે માન્યું. કૈલાસે તેની વાંછના પુરી કરી છે.

"કૈલાસ ! વીર યોદ્ધા !" મહારાજે તેને બોલાવવાનો યત્ન કર્યો : "તારા અપૂર્વ આત્મત્યાગે પ્રભાસમાર્ગ અખંડ રહ્યો છે."

જવાબમાં કૈલાસે આંખો મીચી, એ ક્ષણે તેના મોં પર અપૂર્વ સંતોષ, અભિમાન અને હર્ષનો સંગમ જોનાર પ્રત્યેકનાં ચક્ષુ ભીંજાયાં.

"વીર કૈલાસ, હુતાત્મા, ચાવડા નરવીર !" કૈલાસના મૃતદેહને ઉદ્દેશી બોલતા બાહુકને સાંભળવાથી મલ્લિકાએ કૈલાસની છાતી પર માથું મૂકી ધ્રુસકે રડવા માંડયું.

પ્રકરણ ૩૦ મું ::

## સમુદ્ર માર્ગે

એકત્રિત આક્રમણ થવાથી ક્ષેમના સૈન્ય સામે શત્રુસેના ટક્કર ઝીલી શકી નહિ. શત્રુસૈનિકો અને તેમનો અધ્યક્ષ મોરચો છોડી તેમની છાવણીમાં જમણી બાજુએ નાઠા, જ્યાં રોકાયેલી શત્રુસેના સુભદ્રના અશ્વારોહી સૈન્યથી યુદ્ધ ખેલી રહી હતી.

શત્રુસેનાએ મોરચો છોડી પલાયન કરવાથી ક્ષેમે બલાધીપને કહ્યું: "સામી બાજુએથી દુશ્મનો પર સુભદ્રના સૈનિકો આક્રમણ કરે છે એજ રીતે તમારા અશ્વારોહી દળની મદદથી તમે આ બાજુએથી શત્રુસેના પર આક્રમણ કરવા માંડો. બે બાજુએ ભીંસાવાથી શત્રુસેના મુંઝાઈને શરણે આવશે."

"આપે કોઈ સ્થળે જવા ધાર્યું છે?"

"હા, હું સિન્દુરની ભૂમિથી થોડે દૂર આવેલા સમુદ્રતીરે જવા ઇચ્છું છું. વહાણવટાનું શિક્ષણ પામેલા પચાસેક સૈનિકોને હું મારી સાથે લઈ જઈશ."

બલાધીપને જવાબદારી સોંપી ક્ષેમ સમુદ્રકિનારે આવ્યો; તેની સાથે પચાસ સૈનિકો હતા. તીર પ્રદેશ નજીક રહેનારા નાવિકોને બોલાવી યુવરાજે આજ્ઞાત્મક ભાવે પૂછ્યું: "અહીંથી પ્રભાસ તરફ કેટલાં વહાણો ઉપડયાં છે?"

જવાબમાં એક નાવિકે કહ્યું: "આઠ વહાણો."

"તમારા લોકોનાં વહાણો મને મળી શકશે?"

"આપને કેટલાં જોઈએ?"

"છે કેટલાં?"

"બે મોટાં વહાણ છે ને સાત હોડકાં છે."

"એ બધાં તૈયાર કરો." યુવરાજે આજ્ઞા કરી: "એક મોટા વહાણમાં સાતે ય હોડકાં ચઢાવજો."

નૌકાશિક્ષણ પામેલા ક્ષેમના એક સૈનિકે મત આપ્યો: "એકમાં ત્રણ અને બીજામાં ચાર આ પ્રમાણે હોડકાં ચઢાવજો."

પ્રભાવથી અંજાઈ ગયેલા નાવિકો કાંઈપણ વિશેષ પૂછપરછ કરવાની હિમત કરી શકયા નહિ. થોડીવારે તેઓ યુવરાજ આગળ આવી ઉભા. યુવરાજે પૂછયું: "મારા કહેવા પ્રમાણે બધું તૈયાર કર્યું?"

"હા."

"અહીં કેટલા નાવિક છે?"

"બાર."

"બૈરાં?"

"સત્તર."

"છોકરાં?"

"ચોવીસ."

"એમ કરો." યુવરાજે નાવિકોને સુચવ્યું: "તમે સહુ તમારાં બૈરાં છોકરાં સાથે અમારી જોડે ચાલો."

"આપ કોણ છો?"

"મારા પિતા અણહિલવાડના મહારાજા છે."

"આપ પાટણના રાજકુમાર છો?"

"હા. હું તમારા લોકોને મારી સરહદમાં યોગ્ય સ્થળે વસાવીશ."

નિર્ધન નાવિકોના આનંદનો પાર રહ્યો નહિ.

*

જળમાર્ગે બે ભવ્ય વહાણો ત્વરાથી આગળ વધતાં હતાં. ક્ષેમકુમારે નૌકાસૈનિકને કહ્યું: "ચીલ નજરે જોતા રહો."

"ચિંતા ન કરશો."

"હું કરતો જ નથી."

વાયુની લહેર ઝીલતું યુવરાજનું હસતું મોં જોઈ સૈનિકને અનહદ હર્ષ ઉપજ્યો હતો. પોતાના જ્ઞાન – અનુભવની કિંમત યુવરાજ આગળ થશે એ આશામાં તે ડોલતો હતો.

અંધકાર પ્રસરતો હતો એ વખતે નૌકાસૈનિકે યુવરાજનું લક્ષ સમુદ્રની સપાટી પર ખેંચ્યું: "જુઓ, વહાણોનો કાફલો – અહીંથી બહુ દૂર રહ્યો નથી."

બીજા નૌકાસૈનિકે યુવરાજને કહ્યું: "એ લોકોનાં આઠેય વહાણ પકડવાં કઠિન થઈ પડશે."

"જેમાં વિષ પાયેલાં ભાલાં છે એ એક પકડાય તો ઘણું છે."

નૌકા શિક્ષણ પામેલા સૈનિકોનો આગેવાન બોલ્યો: "સાત હોડકાં છે તેમને પાણીમાં ઉતારો. એકેક જણ એક હોડકામાં બેસો. અંધકારમાં એમનાં વહાણો સુધી હોડકાંને પહોંચાડવાં ઠીક પડશે. જુઓ, શસ્ત્રસરંજામ જે વહાણમાં જણાય તેમાં એક જણે ગુપ્ત રીતે ચઢી જવું. અગ્નિ ચેતવવો, જેથી અમે સમજી લેશું કે તે વહાણમાં શસ્ત્ર સામગ્રી છે."

કયા સૈનિકે હોડકામાં બેસવું, અગત્યના પ્રસંગે તેણે શું કરવું વગેરે બાબતો નક્કી થઈ.

પવનનો સુસવાટ વધવાથી વહાણોની ચાલવાની ગતિ વધવા માંડી. હિંમતવાન નૌકાસૈનિકો તેમને સોંપાયેલી ફરજ બજાવવા તત્પર થયા. તેમને પવનબળ ગભરાવી શકયું નહિ.

"ભાગ્યવિધાતા! આ લોકોના હાથે કોઈ એકાદ વહાણુ ડુબવા પામે તો ક્ષમા કરજો."

"જરૂર પડયે આઠેય ડુબાવે – મારો વિરોધ નથી."

નૌકાસૈનિકોનો વડો હિમતથી બોલ્યો: "ચાપોત્કટ યુવરાજની દૃષ્ટિ ચુકાવી શસ્ત્રસરંજામ ભરેલું વહાણુ પ્રભાસ પાટણનો કિનારો જોવા પામશે?" ખડખડ હસ્યો: "જેવું પૃથ્વી પર છે તેવું જ રાજ પાણી પર છે એ ખ્યાલ હું જ એમને આપીશ."

એક હોડી પાછી ફરી. નૌકાસૈનિકે ખબર આપી: "પવનના આક્રમણો છતાં પ્રત્યેક વહાણમાં ઝાંખા દીવા બળે છે. ત્રીજા વહાણમાં શસ્ત્રસરંજામ ભર્યો લાગે છે. એમાં સોલંકી અને મેનકારાણી બેઠાં છે. સહુથી આગળ મોખરે છે તેમાં સો ઉપરાંત સશસ્ત્ર સૈનિકો છે. છેલ્લાં બે વહાણોમાં પણ લડાયક સામગ્રી છે. સૈનિકો પણ છે."

નૌકાસૈનિકોના અધ્યક્ષે યુવરાજને પૂછ્યું: "વહાણો ડુબાડવાની આજ્ઞા છે?"

"ડુબાડો, શસ્ત્રસરંજામનું વહાણુ પકડાવું જોઈએ. વેપારીઓ બેઠા હોય તે વહાણુને આંચ આવવી જોઈએ નહિ; બસ આટલું જ."

અધ્યક્ષે નાવિકોથી મસલત કરી. નાવિકોએ અધ્યક્ષની સુચના પ્રમાણે કરવાની હોંશ દર્શાવી.

*

એકસો ઉપરાંત સૈનિકોથી ભરેલા વહાણમાં અંગાર ફાટી નીકળવાથી વેપારીઓ ચોંકયા. તેમના વહાણુ નજીક પોતાનું વહાણુ લાવી સોલંકીએ કહ્યું: "કોઈ ચાંચીયો લાગે છે."

"જુઓ, બે વહાણોમાં સશસ્ત્ર સૈનિકો ઉભા છે."

સામસામી બાણવૃષ્ટિ થવા માંડી. સોલંકીનું લક્ષ ખેંચતાં એક વેપારી બોલ્યો: "જુઓ, અમારું બીજું વહાણુ સળગ્યું."

આગના ભડકા ફેલાયા. આક્રમણકારી એક વહાણમાં બાણવૃષ્ટિ કરતા યુવરાજને જોતાં જ સોલંકી ધ્રુજ્યો, વેપારીઓને ઉદ્દેશી બોલ્યો: "ઓળખ્યો. આ ચાંચીયો કોણ છે તે!"

"ના."

"અણહિલવાડના ન્યાયાશ્રય મહારાજનો પુત્ર ક્ષેમરાજ." સોલંકીએ વેપારીઓને આક્રમણકારી પક્ષના અગ્રેસરની ઓળખ આપી, કહેવા માંડયું: "વેપારીઓના વહાણોમાંથી મુલ્યવાન ચીજો મેળ-વવાના લોભે લુંટ, ધાડ અને આગનો આશ્રય મેળવ્યો છે એણે. તમે લોકો ઉતાવળે તમારા વહાણને હંકારી જાઓ."

વેપારીઓ બેઠા હતા એ વહાણને કોઈએ રોકયું નહિ. મેનકાને ઉદ્દેશી સોલંકી બોલ્યો: "વેપારી બેઠા હતા એ વહાણનો માર્ગ રુંધાશે એમ મેં ધાર્યું હતું."

"તમે તો અણહિલવાડના પાટનગર પર ચાલુકય ધ્વજા ફરકશે એમ પણ ધાર્યું હતું.'

આ કટાક્ષ સોલંકીના હૃદયમાં આરપાર વ્યાપી રહ્યો. એટલામાં ત્રીજું વહાણ સળગ્યું. એ જોઈ સોલંકીએ મેનકાનો કેશકલાપ પકડી તેને સમુદ્રમાં ફેંકવાનો યત્ન કર્યો: "મારા સર્વે મનોરથનો નાશ કરનાર નર્તકી! હવે જ મેં તને પારખી."

શરીરનું સર્વે બળ એકત્ર કરી મેનકાએ સોલંકીના પંજામાંથી છુટવાનો પ્રયત્ન આદર્યો હતો. તેનું બળ પુરુષ સામે ટકી શકયું નહિ. પાણીમાં પડતાં જ તેનો આર્તનાદ સંભળાયો: "ક્ષેમકુમાર! ક્ષેમકુમાર!"

મેનકાનો અવાજ પારખી યુવરાજે નૌકાસૈનિકના અધ્યક્ષને આજ્ઞા કરી: "કોઈ સ્રીને પાણીમાં ફેંકવામાં આવી છે."

તદ્દન નજીકમાં ફરતી એક હોડીમાંથી અવાજ આવ્યો: "શત્રુઓની મહારાણી બચી ગઈ છે."

સોલંકીના વહાણમાં વીસ સૈનિકોને ઉતરેલા જોતાં જ અધ્યક્ષે યુવરાજને કહ્યું: "શસ્રસરંજામ ભરેલું વહાણ હસ્તગત થયું છે."

આ સાંભળી યુવરાજના મોં પર હર્ષ પ્રસર્યો, તેણે અધ્યક્ષની પીઠ થાબડી કહ્યું : "વિષ પાયેલી શસ્ત્રસામગ્રીથી અણહિલવાડના સેંકડો સૈનિકોનો નાશ થતો તેં રોક્યો છે."

રોષ ભરપૂર પ્રત્યુત્તર સંભળાયો : "ક્ષેમકુમાર! નર્તકીએ તારા રાષ્ટ્રને બચાવ્યો છે."

"સોલંકી! ઝેરમાં એ ગુણ હોય છે."

"એ હું ન સમજ્યો એથી જ મારી આશાને ચૂર્ણ થતી જોઉં છું."

પાણી પી ગયેલી મેનકાને ક્ષેમકુમારના વહાણમાં લાવવામાં આવી. તેની શુદ્ધિ રુંધાઈ હતી. નાવિકોએ તેના અચેત દેહમાં શુદ્ધિ લાવવાના ઉપચારો શરુ કર્યા.

"બે વહાણોને જવા દીધાં છે. ત્રણ ભસ્મ થયાં છે અને બાકીના હસ્તગત કરવામાં આવ્યાં છે." અધ્યક્ષે પોતાના સૈનિકોએ બજાવેલી ફરજની માહિતી આપતાં પરિણામની રૂપરેખા પણ કહી.

અંધકાર વધે છે. પવનનો વેગ ઓછો થતો નથી. વહાણોમાં દીવા પ્રકટાવવા છતાં વાયુ વેગે તિમિરદળ આક્રમણ કરે છે. એક દીવો ઠરે છે. બીજો પ્રકટે છે – વાયુદેવને આ લોકોના પ્રયત્નો કે જરુર પ્રત્યે જરાય દરકાર જણાતી નથી.

તેજ – તિમિરનાં ઘર્ષણ અનુભવતાં પાંચ વહાણો સમુદ્રની વિશાળ છાતી પરથી પસાર થતાં દેખાય છે. આકાશના તારાઓ એમના પ્રત્યે સ્મિત ફેંકે છે ને કોઈ અદૃશ્ય રવ સંભળાયે જાય છે.

## પ્રકરણ ૩૧ મું : :

### કલંકભીતિ

રાજસભાએ મંડપ શણગાર્યો છે. જેમનાં જીવ બચ્યા છે તેઓ અહીં ઉપસ્થિત છે. હજી મહારાજ પધાર્યા નથી. સભા મંડપની એક બાજુએ ભગતશેઠ, આનંદિની, અણુનમ અને અન્ય કેદ પકડાયેલા દ્રોહીજનો તેમનાં મોં નીચાં રાખી ઉભા છે.

"સિન્દુર મોરચાની કશી ખબર આવી છે ?"

"થોડી વાર પહેલાં અશ્વારોહીની એક ટુકડીને એ તરફ મોકલાઈ છે."

એક સામંત બોલ્યો : "સિન્દુર મોરચે દુશ્મનોનું બળ ઓછું નથી. હું ધારું છું કે એમનો અભેદ્ય મોરચો ભેદ્યા વિના યુવરાજ પાછા ફરે નહિ."

મહારાજ પધાર્યા. પ્રત્યેક સભાજને તેના સ્થાન આગળ ઉભા રહી માથું નમાવ્યું. બ્રાહ્મણોએ રાજાનાં વીરત્વ, ધર્મપાલન અને ન્યાયની પ્રશંસા કરવા માંડી.

આઠ વેપારીઓએ મહારાજને નમન કર્યું. તેઓ કશીક ફરિયાદ કરવા ઇચ્છે છે એમ જણાતાં મહારાજે તેમને ઉદ્દેશી પૂછવા માંડ્યું : "ફરિયાદ લાવ્યા છો ?"

જવાબમાં એક જણે કહ્યું : "મહારાજ ! અમને ન્યાય મળી શકશે ?"

અહીં આવનારના હૃદયમાં આ સંદેહ થવો જોઈએ નહિ." વિશ્રંભમંત્રી બોલતો હતો : "ન્યાયાશ્રય મહારાજે હજી સુધી કોઈને અન્યાય કર્યો નથી."

"અમારું જન્મસ્થાન પ્રભાસ છે. અમે પરદેશથી જળમાર્ગે આવતા હતા. અમારી સાથે આઠ વહાણો હતાં. પ્રભાસના સમુદ્ર તટથી કેટલેક દૂરના સમુદ્રમાં કેટલીક હોડીઓએ અને બે વહાણોએ અમારા પર આક્રમણ કર્યું. લૂંટ ચલાવી, આગ લગાડી --"

મહારાજે રોષાવેશથી પૂછ્યું : "એ ચાંચિયાગીરી કરનાર ઓળખાયો નહિ ?"

"ઓળખાયો છે."

"એનું નામ ?"

વેપારીઓ અવાક્ રહ્યા. એ જોઈ મહારાજે તેમને અભય વચન આપતાં કહ્યું : "નામ આપવાથી તમને હાનિ થશે, એ ભીતિ ન રાખશો. તમારી રક્ષાનો ભાર મારા માથે -"

એક વેપારીએ ચાંચિયાગીરી કરનારનું નામ ઉચ્ચાર્યું.

"કોણે -" મહારાજે સાશ્ચર્ય પૂછ્યું : "યુવરાજે વેપારીઓનાં વહાણ લૂંટયાં ?"

જવાબમાં આઠ વેપારીઓએ એકી સાથે કહ્યું : "જી, હા. ચાપોત્કટ ચક્રચૂડામણી મહારાજ યોગના સુપુત્રે."

આ સાંભળી મહારાજના મોં પરની નસો ઉપસી આવી. તેમનું સર્વાંગ ધ્રુજવા માંડ્યું.

કેટલીયે ક્ષણો સુધી તેને જડવત્ બેઠેલા જોઈ એક વેપારી

બબડવા માંડ્યો : "અહીં કોઈને ન્યાય મળ્યો નહિ હોય. ચાવડા રાજકર્તાઓ લૂંટ – ધાડને અપરાધ માનતા નહિ હોય."

બીજો વેપારી સાવેશ બોલ્યો : "આપણે વેપારીઓએ ચાવડા રાજકર્તાનું શું બગાડ્યું છે?"

ત્રીજાએ સંતાપ વ્યક્ત કર્યો : "પેટે પાટા બાંધી પરદેશમાંથી ધન મેળવ્યું – આપણા ભાગ્યમાં નહિ હોય."

વેપારીઓની બળતરા સાંભળવાથી યોગ મહારાજે વિશ્રંભ-મંત્રીને ઉદ્દેશી કહ્યું : "વેપારીઓએ ભોગવેલું નુકશાન એમને મારી અંગત પુંજીમાંથી ભરી આપો."

શાસન મંત્રીના મોં સામે જોઈ બોલ્યા : "દ્રોહીજનોને બંધન-મુક્ત કરી દો. એમના અપરાધને ક્ષેમકુમારે ઝાંખો પાડ્યો છે."

એક આસનમાં મૌન બેસી રહેલી શિલાદેવીએ મહારાજને ઉદ્દેશી પૂછ્યું : "યુવરાજને દોષિત ઠરાવનાર પ્રમાણો ક્યાં છે?"

જવાબમાં મહારાજે રૂક્ષ સ્વરે કહ્યું : "જે વેપારીઓને રાજ-કારણથી કશી નિસ્બત નથી; એમની ફરિયાદ પ્રત્યે અવિશ્વાસ લાવવાનું એકપણ કારણ છે?"

ન્યાયમંત્રીએ દલીલ કરી : "આપના હૃદયનો આવેશ ન્યાયના બંધારણને ઓળગે છે, મહારાજ!"

"મારી અંગત પુંજીનો સ્વામી હું છું. એનો વ્યય કરતાં મને ન્યાયનું બંધારણ રોકી શકે નહિ." ક્ષણભર વિશ્રમી વિશ્રંભમંત્રીને ઉદ્દેશી કહ્યું : "જાઓ, વેપારીઓને નુકશાન ભરી આપો."

વિશ્રંભમંત્રીએ વેપારીઓને રાજમંડપની બહાર લઈ જવા માંડ્યા.

સભાજનોને ઉદ્દેશી મહારાજ બોલ્યા : "યુવરાજનાં યુદ્ધજ્ઞાન અને વીરત્વ પ્રત્યે મને શ્રદ્ધા છે. હજી એણે સિન્દુરનો મોરચો ભેદ્યો

નહિ હોય એમ હું માનતો નથી. માણસના જીવનમાં અકસ્માત બને છે. યુવરાજને કોઈએ ભૂલાવ્યો છે, એ વાત નિર્વિવાદ છે."

"આપનો અંતરાત્મા કહે છે કે યુવરાજ દોષિત છે?"

"ફરી ફરી એનો એ પ્રશ્ન પૂછી મારી મુંઝવણને ન વધારશો. હું મારા સર્વે સ્વજનોને વિનવું છું – પ્રભાસના વેપારીઓ યુવરાજને હાથે લૂંટાયા, એ સત્યને નકારી શકાય નહિ."

રાજસભા વિસર્જન થઈ. પ્રત્યેક સભાજનના મોં પર ગ્લાનિ પ્રસરી હતી. કોઈએ કોઈ સાથે વાતચીત કરી નહિ. પાટનગરની પ્રજામાં હાહાકાર મચ્યો.

બીજા દિવસની ઉષા પ્રકટી. એક સો અશ્વારોહી સૈનિકો સિન્દુરથી અણહિલપુરમાં આવ્યા. તેનો અધ્યક્ષ સુભટ્ટ હતો. તેની સાથે એક કેદી હતો.

સૂર્યોદય થયો. મહારાજ સમક્ષ વિશ્રંભમંત્રી ઉપસ્થિત થયો, બોલ્યો: "ભગવાન! સિન્દુર જીતી એક સેનાપતિ આવ્યો છે."

"કોણ યુવરાજ?"

"જી, નહિ."

"ત્યારે?"

"સુભટ્ટ ચાવડો."

રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

વિશ્રંભમંત્રીએ વિશેષ ખબર આપી: "ચાવડા સાથે એક કેદી છે."

રાજસભામાં મહારાજે મોં નીચું રાખી સુભટ્ટને ઉદ્દેશી પૂછ્યું: "તને સિન્દુર કોણે મોકલ્યો હતો?"

સુભટ્ટ બોલે તે પહેલાં સભામંડપના એક ખૂણામાંથી જવાબ

મળ્યો : " મહારાજ ! સુભટ્ટ ચાવડાને નાણાંની મદદ આપી લશ્કર ઉભું કરવાની સૂચના કરનાર હું છું."

ભગતશેઠને સહુએ ઓળખ્યો. તે બંધનમુક્ત હતો. તેણે ઉભા થઈ આગળ બોલવા માંડયું : " મારા અર્થના સહાયથી સુભટ્ટે પ્રચારકાર્ય હાથ ધર્યું હતું – સેના ઉભી કરી હતી. મેં ધાર્યું હતું કે એ સેનાની મદદથી તે મનુ પરમારને જીત અપાવશે, યુવરાજને જીવતો પકડશે. પણ તેમ બન્યું નથી, એ હું નજરે જોઉં છું."

સુભટ્ટે ભગતશેઠને ઉદ્દેશી કહ્યું : " મને દેશદ્રોહી માનવાની સદ્બુદ્ધિ આપને સૂઝી એથી જ હું સેના ઉભી કરી શક્યો. તમારી સાથે સિન્દુરમાં પહોંચી તમારા જ સૈન્યનો કચ્ચરઘાણ વાળવા અને હું જેને લાંબા વખતથી પકડવા ઈચ્છતો હતો તેને કેદ પકડવા ભાગ્યશાળી થયો."

સભાજનોએ સુભટ્ટના મોં પર ફેરવેલી નજર કેદી મનુભા પ્રત્યે ફેરવી. મનુભા ગંભીરતાથી બોલ્યો : " સુભટ્ટ અમારી મદદે આવ્યો છે એવી અમારી ધારણા હતી. અમે યુવરાજના સૈન્યને ઘેરવાના પ્રયત્નો કરતા હતા, એટલામાં સુભટ્ટે તેનું અશ્વારોહીદળ અમારી સામે ફેરવ્યું. આ રીતે બે બાજુ વચ્ચે અમારું સૈન્ય ઘેરાઈ જવાથી અમારી હાર થઈ છે." ક્ષણાંતે આગળ બોલ્યો : " હું માનું છું કે મારા સિવાય અમારા સૈન્યનો એક પણ સૈનિક બચ્યો નથી. સુભટ્ટના સો સૈનિકો બચવાથી હું પકડાયો છું. યુવરાજ પક્ષનો એક પણ સૈનિક જીવ બચાવી શક્યો નથી."

સભામાંથી પ્રશ્ન સંભળાયો : " યુવરાજ ક્યાં છે ?"

મનુભાએ જવાબ આપ્યો : " મને ખબર નથી."

બીજો સવાલ પૂછાયો : " ચન્દ્રક સોલંકીનું શું થયું ?"

જવાબ મળ્યો : " એ અને મેનકારાણી મરાયાં હશે એમ હું માનું છું."

સુભટ્ટને ઉદ્દેશી પ્રશ્ન થયો : "મહાનુભાવ! યુવરાજ સંબંધે તમે શું જાણો છો?"

"યુવરાજ જીવતા હશે એમ હું માનું છું. એમના એક સરદારનું મુડદું મેં રણક્ષેત્રમાં જોયું છે. એમના અસંખ્ય સૈનિકો વિષ પાયેલાં શસ્ત્રોનો ભોગ થયા છે – જેમનાં શબ રણક્ષેત્રમાં મેં નજરે જોયાં છે. યુવરાજને મેં ક્યાંય જોયા નથી."

"યુવરાજનો એક પણ સૈનિક જીવતો પાછો ન આવ્યો એ જ કહી આપે છે કે તેમનો અધ્યક્ષ રણમાં પડ્યો હશે."

"જીવ બચાવી નાસી જાય તેવો કાયર યુવરાજ નથી."

"આ વિજય, પરાજયથી વધારે ભયંકર પરિણામ લાવનાર નિવડ્યો છે."

સભામંડપમાં સુનકાર વ્યાપી રહ્યો.

*

'ગમે તે લાલસા એના મનમાં જન્મી હોય – સિન્દુરનો મોરચો છોડી સમુદ્ર માર્ગે તે નીકળ્યો છે. એણે વેપારીઓનાં વહાણો લુંટ્યાં છે એમ માનવાનાં કારણો સુભટ્ટના આગમને પુરાં પાડ્યાં છે.'

યોગ મહારાજ વિચારતા હતા.

"શિલા, ક્યાં છે તું?"

"આવી, તાત!"

"ચાવડાનો ધંધો સાંભળ્યો છે?"

"હા."

"શું?"

"ચાપ ચડાવવાની વિદ્યા એમને વરી છે એ સત્યની પ્રતિતિ જગતને કરાવી આપવી."

"ના, નહિ." મહારાજે અટ્ટહાસ્ય કર્યું: "ચાવડા એટલે લુંટફાટ અને ધાડ પાડનારા."

પિતામ્બર અને પહેરણ ઉપરાંત રાજાના શરીરે એક પણ વસ્ત્ર નહોતું. એ સ્થિતિમાં તેમણે પ્રાસાદ બહાર જવા માંડયું. શિલાએ તેમને રોકી પૂછ્યું: "તાત! કયાં જાઓ છો?"

"લાંછનથી બચવા."

"હું તમને જવા નહિ દઉં." શિલા રુંધાતા સ્વરે બોલી: "તાત! કોઈ કારસ્થાનનો તે, ભોગ બન્યા હશે."

"દિકરી! વેપારીઓનાં વહાણુ લુંટાયાં એ સત્યે ચાવડાકુળને કપાળે કલંક ચોંટાડયું છે."

"યોગ મહારાજનો પુત્ર વેપારીઓનાં વહાણ ન લુંટે – તાત!"

મહારાજે મોં ફેરવ્યું, બળતરા વ્યકત કરવા માંડી: "એ યુદ્ધ-નાયક હતો. એણે મોરચાનો ત્યાગ શામાટે કર્યો – એ કૃત્ય પાછળ કોઈ હેતુ હશે એમ લાગતું નથી?"

બીજી જ ક્ષણે મેડી ઉતરી મહારાજ પ્રાસાદ દ્વારમાંથી બહાર નીકળી શિલાની દૃષ્ટિથી અદૃશ્ય થયા.

ચારે દિશામાં પ્રલયંકર ભગવાન શિવના કર્ણકઠોર વાદ્યો વગડે છે. ધરા ડોલવા માંડી છે. આકાશમાંથી શાન્ત, શિતળ તારામંડળ ભૂમિ પ્રત્યે ઉતરે છે. આ ભયજનક વાતાવરણ વચ્ચે શિલા એકલી ઉભી છે. ક્ષણ – બે ક્ષણમાં તેનો દેહ ભીંસાઈ, છુંદાઈ જશે.

–આ ભયભ્રાન્તિથી તેનું અંગ કંપવા લાગ્યું. મોંમાંથી ચીસ બહાર નીકળી.

પ્રાસાદના અન્ય ખંડોમાંથી પન્ના, રાજકુમારો વગેરે બહાર નીકળી અહીં દોડી આવ્યાં. શિલાને બેભાન પડેલી જોતાંજ સહુ ચોંકયાં, ગભરાયાં.

કોઈ બોલ્યું : " પન્ના ! મહારાજને ખબર દે, શિલાબાને કાંઈક થયું છે."

પન્નાએ ત્યાંથી મહારાજના વિશ્રાંતિખંડ તરફ ઉતાવળે જવા માંડ્યું. થોડીવારે તે દોડતી પાછી ફરી. નિરાશ મોંએ બોલી : " પ્રાસાદના એકેય ખંડમાં મહારાજ દેખાતા નથી."

રાત સમયે મહારાજ ક્યાં જતા રહ્યા ? દ્વારપાલ પ્રતાપને પૂછો, તેણે મહારાજને પ્રાસાદ બહાર નીકળતા જોયા કે કેમ ? ક્યારે બહાર નીકળ્યા, તે ખબર છે ? અને કોઈ અહીંથી આયુર્વેદાચાર્યને ત્યાં જઈ એમને અહીં તેડી લાવો.

– પ્રાસાદમાં અશાન્તિ, ચિન્તા અને તેમના લીધે ઉત્પન્ન થતો કોલાહળ ફેલાઈ રહ્યાં.

## પ્રકરણ ૩૨ મું : :

### અગ્નિપ્રવેશની કારમી કથા

પ્રભાસપાટણનો કિનારો દેખાવા માંડયો. યુવરાજે મેનકાના અચેત દેહ પ્રત્યે નજર ફેરવી પાછી ખેંચી.

નાવિકોના મુખીને બોલાવી કહ્યું : "તમે લોકો માછીવાડ ઉતરજો. તમારી સાથે હું મારા પાંચ સૈનિકો તથા તેમના એક નાયકને મોકલીશ. તેઓ તમને માછીવાડમાં રહેવાની તાત્કાલિક સગવડ અપાવશે. હું અણહિલપુર પહોંચ્યા પછી તમારી ઉન્નતિ માટે મહારાજને કહીશ. ચિન્તા ન કરશો. હું તમારી આગળ સિન્દુરમાં બોલ્યો છું તે પ્રમાણે તમામ સગવડો તમને મળી રહેશે."

નૌકાસૈનિકોના અધ્યક્ષને તેણે સુચવ્યું: "વહાણ કિનારે પહોંચે કે તરત જ તમારે પ્રભાસમાં જવું; સગરામ, અશ્વ અને ગાડાં વગેરે વાહનોની સગવડ કરવી. વિષ પાયેલાં ભાલાં ગાડાંમાં ખડકાવવાં, તે માટે ઘણાં ગાડાં તમારે મેળવવાં પડશે."

પ્રભાસના દરિયા કાંઠે વહાણો લંગરાયાં. શસ્ત્રસામગ્રી નીચે ઉતારાઈ. નૌકાસૈનિકો, યુવરાજ અને બંદીવાન સોલંકી અહીં જ ઉતર્યા. મેનકારાણીના અચેત દેહને યુવરાજે પોતે જ ઉપાડયો હતો. એ જોઈ

સોલંકી હસ્યો હતો. એના હસવા પાછળ કશોક ઉદ્દેશ છે એમ જણાયું હતું.

નાવિકો અને તેમનાં બૈરાં છોકરાં પ્રભાસના કિનારે ન ઉતરતાં ત્યાંથી માછીવાડ તરફ વહાણુમાં ઉપડયાં. તેમની સાથે યુવરાજની આજ્ઞા પ્રમાણે ચાર સૈનિકો તથા તેમનો નાયક વિદાય થયા હતા.

તમામ વાહનો એકત્ર કરી અધ્યક્ષ હાજર થયો, બોલ્યો :

"આનંદદાયક ખબર આપું ?"

"બોલ, શી ખબર છે?"

"પ્રભાસ માર્ગે આક્રમણ કરનાર દુશ્મન દળ પરાજય પામ્યું છે. મહારાજની આગેવાની નીચે અણુહિલવાડની સેનાએ વિજય મેળવ્યો છે."

આ ખબર સાંભળવાથી યુવરાજના મનમાં હર્ષ ઉપજ્યો.

'મહારાજને જીત અપાવનાર હું છું. અણુહિલ્લવાડની સ્વતંત્રતાને અભેદ્ય રાખનાર હું છું. મને સહાય કરનાર આ નર્તકી છે, જેના અચેત શરીરમાં ચેતન લાવવા મેં અનેક ઉપાયો યોજવા છતાં સફળતા પ્રાપ્ત કરી નથી.'

અધ્યક્ષને ઉદ્દેશી તે બોલ્યો : "આ મોરચો જીતાયો છે એ ખબર જરા વહેલી મળી હોત તો આપણે સહુ અહીં ઉતરવાને બદલે માછીવાડ ઉતરત."

અણુહિલપુર તરફ ઉપડવાની તમામ તૈયારી પુરી થઈ. યુવરાજે એક સૈનિકને ઉદ્દેશી આજ્ઞા કરી : "અશ્વ પર સ્વાર થા. મહારાજ સમક્ષ ઉપસ્થિત થઈ કહેજે, દુશ્મનોનો પરાભવ કરી યુવરાજ પાટણ આવવા નીકળ્યો છે."

અધ્યક્ષે તેમને પૂછ્યું : "સિન્દુર જીતાયું ન હોય ત્યાં સુધી દુશ્મનનો પરાભવ થયો મનાય ખરો?"

જવાબમાં યુવરાજે સગર્વ કહ્યું: "સુભટ્ટ ચાવડો સિન્દુરને જીતી શક્યો ન હોય એ કલ્પના મારા મગજમાં શી રીતે જન્મે?"

બંદીવાન સોલંકી બોલ્યો: "સુભટ્ટે સિન્દુરને શ્મશાનભૂમિમાં પરિવર્ત્યું હશે એમ કહેવું એ કલ્પના નથી, તર્ક નથી. ગણિતના નિયમને અનુસરતું પરિણામ છે. છતાં એક સંદેહનો અંત પાટણમાં પહોંચ્યા પહેલાં લાવી શકાય નહિ."

"તે સંદેહ?"

"યુવરાજ! તમારા સૈનિકો અને સુભટ્ટ દળના ઘોડેસ્વારોમાં કેટલા જીવ બચાવી શક્યા હશે, એ કહેવું હમણાં કઠિન છે."

વિજયનો સંદેશ પહોંચાડવા તત્પર ઉભેલા સનિકને યુવરાજે આજ્ઞા કરી: "ઉતાવળે જવા માંડ."

સૈનિકે હયસ્વાર થઈ યુવરાજને નમન કરી ઘોડાને પાટણના માર્ગે દોડાવ્યો.

મેનકારાણીની અચેત કાયાને ઉપાડી યુવરાજે એક સગરામમાં સુવડાવી. એ ક્ષણે સોલંકીએ અટ્ટહાસ્ય કર્યું. એ જોઈ યુવરાજે તેના મોં સામે તીવ્ર દૃષ્ટિપાત કર્યો. નિર્ભયપણે સોલંકીએ યુવરાજને ઉદ્દેશી બોલવા માંડયું: "ચાવડા વીર! આ યુવતીને અગ્નિસંસ્કાર પ્રાપ્ત થવા દે."

યુવરાજ ચોંકયો, ધ્રુજ્યો, બોલ્યો: "મરી ગઈ છે?"

"સમુદ્રમાં ફેંકતી વખતે મેં લાત મારી છે. હું ધારતો નથી કે તે હમણાં સુધી જીવતી રહી શકી હોય."

આ સાંભળી યુવરાજના મોં પરનાં હર્ષ, ગર્વ અલોપ થયાં. મૂઢ પેઠે તે સોલંકી પ્રત્યે નિરખવા લાગ્યો. તેના ચક્ષુમાં રતાશ ઉભરાવા માંડી: "તેં કોને લાત મારી છે, એ તું જાણે છે?"

"એકાદ બે દિવસોથી મારા જ્ઞાનતંતુઓએ મને એ જ્ઞાન પુરું પાડયું છે, તે સમયથી જ હું પામી ગયો છું કે મારી લાતનો ભોગ થનાર યુવતી કોણ છે? મારા પ્રત્યે દયાભાવે ન વર્ત્તશો. હું જાણું છું, સ્વીકારું છું – મરનાર પોતાની પ્રતિમા યુવરાજના હૃદયમાં મૂકી ગઇ છે. સૌન્દર્ય અને યૌવન સાથી વિહોણાં જીવી શકતાં નથી, એ સત્યને આ ક્ષણે હું સ્વીકારું છું."

ક્ષણભર વિશ્રમી સોલંકી ગદ્‌ગદ્ કંઠે બોલ્યો : "યુવરાજ ! એ તારી મનોરમા હતી. તારા અંતઃકરણની દીપમાલા હતી. તારા હૃદય–ઉદ્યાનની વાચા હતી. એ તને પામી, તું એને પામ્યો. આ જ્ઞાન મને ત્રણ દિવસ પૂર્વે નહોતું. તારી પ્રિયતમાનો ઘાતક હું છું. મારા પ્રત્યે નિર્દય વર્ત્તાવ કરતાં સહેજ પણ અચકાતો નહિ. મેં તારી પ્રેમપ્રતિમાનું ખંડન કર્યું છે. એના જીવનનું, પવિત્રતાનું નહિ."

આ વાકયોએ યુવરાજના હૃદયમાં પડઘા પાડવા માંડયા. કાંઈ પણ બોલ્યા વિના સગરામમાં તે બેઠો. સારથી વાહન હાંકે એ પહેલાં તેણે સોલંકીને બોલાવી પોતાની બાજુમાં બેસાડયો.

દસેક ઘોડેસ્વારો મોખરે, તેમની પાછળ યુવરાજનો સગરામ તેમની પાછળ શસ્ત્રસામગ્રીથી ભરેલાં ગાડાં અને તેમની પાછળ બાકી રહેલા માણસો ચાલતાં હતાં.

*

મધ્યાન્હ તપવા માંડી. વિશ્રાંતિ લેવી યોગ્ય જણાતાં યુવરાજ અને તેના માણસો એક ખેતરમાં ઉતર્યા. ખેડુતે સર્વે અતિથિઓને સત્કાર્યા.

"કોઈ મોટો રાજા જણાતો નથી. મોટા રાજાની સાથે તો હજાર – બે હજાર માણસો હોય. અતિથિ નાના દેશનો રાજા લાગે

છે. ધનવાન જણાતો નથી. ધનવાન હોય તો રથ, અશ્વો વગેરે પુરતાં ન હોય !" ખેડુતે અતિથિની સ્થિતિ કલ્પી : " એનો નાનકડો દેશ બે – પાંચ ગામનો બન્યો હશે."

પચ્ચીસેક વાંસ જેટલા અંતરે પાણીનું વહેણુ નજરે પડતું હતું. ખેડુતનો મોટો છોકરો ને છોકરી તેમાંથી પાણી ભરી લાવ્યાં. અતિથિઓએ તરસ છીપાવી. યુવરાજને ઉદ્દેશી બાર – તેર વરસની છોકરીએ પૂછ્યું : " દરબાર ! અહીંથી કયાં જવું છે ?"

" પાટણ."

" અરેરે ! ત્યાં તો કાળો કહેર થઈ રહ્યો છે." આટલું બોલતાં છોકરીના મોં પર શોક પ્રસર્યો હતો. નજીક ઉભેલો સોળ – સત્તર વરસનો છોકરો યુવરાજની નિકટ આવી બેઠો.

" દરબાર ! તમારે પાટણ જવું છે ?"

" હા." યુવરાજે અધિરાઈથી તેને પૂછ્યું : " પાટણમાં કોઈ ગંભીર બનાવ બન્યો છે ?"

સહેજ દુર ઉભેલો ખેડુત સમીપ આવ્યો, બોલ્યો : " દરબાર ! પાટણમાં એવી કથા લખાઈ છે કે જે સાંભળવાથી હૈયું હાથ રહી શકે નહિ."

યુવરાજની જિજ્ઞાસા વધવા માંડી.

ઝાડ ઝૂથના છાંયડા નીચે યુવરાજ પોતાના ખોળામાં મેનકાના અચેત દેહને મૂકી બેઠો હતો. ખોળામાં કોણ સુતું છે, એ પૂછવાની હિંમત ખેડુતે કે તેના છોકરા – છોકરીમાંથી કોઈએ હજી સુધી કરી નહોતી. મોટા માણસને તેમની અંગત બાબતો પૂછવી વિવેક વિરુદ્ધ ગણાય એમ માનીને જ તેઓએ અચેત યુવતી સંબંધે કશી પૂછ-પરછ કરી નહિ હોય.

"દરબાર! પાટણની કથા સાંભળવી છે? નવી કથા છે. જમાના જૂની વાત નથી; ગઈ કાલે જ બની ગઈ છે."

"ભાઈ! એ કથા મારે સાંભળવી છે."

"રાજાના મોટા દિકરે વેપારીઓનાં વહાણો લુંટયાં. વેપારીઓ રોતા કકળતા રાજા આગળ ગયા, ફરિયાદ કરી. રાજાએ પોતાની ખાનગી પુંજીમાંથી વેપારીઓને થયેલી નુકશાની ભરી આપી. એનું નામ રાજા – એવો ન્યાયી રાજા ક્યારેય થયો નથી, થશે નહિ. – દરબાર! એ રાજા નહોતો, ભગવાનનો અવતાર હતો."

યુવરાજના મોં પર જબરો ફેરફાર થતો હતો એ જોઈ ખેડુતે તેને પૂછ્યું: "દરબાર! મેં કથા કહેતાં પહેલાં કહ્યું છે કે સાંભળનારનું હૈયું હાથ રહેવું મુશ્કેલ છે."

ખંડિતસ્વરે યુવરાજ બોલ્યો: "ભાઈ! મારા કુટુંબની એક વાત મને યાદ આવી હતી."

ખેડુતે કથા આગળ લંબાવી: "વેપારીઓને નુકશાની ભરી આપવા છતાં રાજાના મનની અશાંતિ ઓછી થઈ નહિ હોય. રાતે મહેલ બહાર નીકળ્યા. કહે છે કે એમની પાછળ મહેલના માણસોએ કકળાટ કર્યો હતો. એના છોકરાની વહુ તો મૂર્છાવશ થઈ હતી."

શ્વાસ મૂકી આગળ બોલ્યો: "પરોઢિયે આખા પાટણમાં ખબર પડી – ગામ બહાર એક જણ લાકડાં વીણતો હતો. કશું બોલતો નહોતો. કેટલાંય લાકડાં ભેગાં કરી એણે ચિતા ખડકી તૈયાર કરી એ વખતે ત્યાંથી પસાર થતા બે – ત્રણ ગામડીઆ તેની સમીપ જઈ પૂછવા માંડયા: 'આ ચેહ કોને બાળવા સારુ ખડકી છે?'

જવાબમાં તે હસ્યો, બોલ્યો: 'એક દુર્ભાગી લુંટારો મરી ગયો છે. એને સંસ્કાર કરાવવો છે. અહીંથી કોઇ નીકળે, એટલી જ હું રાહ જોતો હતો.'

આટલું કહી તેણે ચેહ સળગાવી અગ્નિનું બળ વધવા માંડ્યું. એ વખતે ચેહ પ્રકટાવનાર પુરુષે ગામડીઆને ઉદ્દેશી બોલવા માંડ્યું: ‘કોઈ પણ અરક્ષિતને રક્ષણ આપવું એ ધર્મ રાજા, રાજકુમાર સર્વેનો છે.’

બીજી ક્ષણે ભડભડ બળતી ચિતામાં તેણે ઝંપલાવ્યું ગામડીઆ તેને ચેહમાંથી બહાર કાઢવાનો યત્ન કરવા તત્પર થયા. પણ આગનું જોર વધારે હોવાથી તેઓ તેને બચાવી શક્યા નહિ.

ચેહમાં કુદી પડતાં પહેલાં તે બોલ્યો હતો: ‘હું યોગ ચાવડો છું. લાંછન અને લોકનિન્દાથી બચવા સારુ અગ્નિદેવને આશરે ઉભો છું.’

ગામડીઆ મોટેથી પોકારવા માંડ્યા. કરુણાજનક ક્રંદન ચારે દિશામાં ગાજી રહ્યું. થોડી ક્ષણો વીતિ હશે એટલા વખતમાં અનેક માણસો ત્યાં આગળ એકત્ર થયા. પ્રત્યેકના મોં પર જિજ્ઞાસા અને કુતુહળ જણાયાં. યોગમહારાજે ચિતા ખડકી સદેહે અગ્નિ લોકની વિરાટ જવાલાઓમાં પ્રવેશી ધુમાડા રુપે ગગનમંડળ પ્રતિ અલોપ થવા માંડ્યું છે, એ બીના જાણવામાં આવતાં તેઓ ચિત્કાર કરવા માંડ્યા. રાજકર્મચારીઓ અને રાજકુટુંબના માણસોના કાન સુધી આ અગ્નિ પ્રવેશની વાત પહોંચી. તેઓ ચિતા આગળ દોડી આવ્યાં. પ્રત્યેક જન ચિત્તભ્રમ પેઠે ઉભો હતો. તે સમયનું દ્રશ્ય હજી સુધી મારા ચક્ષુમાં ચોંટી રહ્યુ છે.”

એ કારમું દશ્ય પ્રત્યક્ષ જોવાથી માણસ જે સ્થિતિમાં મુકાય એજ સ્થિતિ ખેડુતે અનુભવી. તેને કાંપતો જોઈ યુવરાજના સૈનિકોનાં હૈયાં ભેદાવા માંડ્યાં.

‘યુવરાજના અંતઃકરણમાં ચિતા સળગતી હશે એની અદસ્ય જવાળામાં સાંભળવાની, બોલવાની, વિચારવાની શક્તિઓ શેકાતી હશે. એના ચક્ષુ આડે પૃથ્વીનો ગાઢ અંધકાર તાંડવ ખેલતો હશે.’

આ સંકલ્પે પ્રત્યેક સૈનિકના હૃદયમાં યુવરાજનું ચિત્ર દોર્યું.

કેટલેક દુરથી આ બાજુએ આવતા ઘોડેસ્વારો દેખાયા. તેમના મસ્તકે શ્વેત રંગના કપડાં લપેટાયાં હતાં. એક સૈનિકે જડવત્ બેસી રહેલા યુવરાજને ઉદ્દેશી કહ્યું: "વિશ્રંભમંત્રી, મહાસચિવ, સુભટ્ટરાજ છે."

બીજો બોલ્યો: "અરે, જરા ધ્યાનથી જુઓ. યુવરાજ્ઞિ શિલાદેવી અશ્વારોહી છે."

ત્રીજાએ કહ્યું: "યુવરાજ! ઉઠો."

પથ્થર બોલે તો યુવરાજની જીભ ઉઘડે. સજીવ માનવમૂર્ત્તિ! હમણાં સુધી તારાં નેત્રોએ જાળવી રાખેલું તિમિરનું આચ્છાદન ક્યાં અલોપ થયું!

યુવરાજનાં ચક્ષુમાંથી આંસુ વહી તેના ખોળામાં પોઢેલી મેનકા-રાણીની મૃતકાયાને ભીંજવવા માંડયાં.

શિલાદેવી, સુભટ્ટ, મહાસચિવ, વિશ્રંભમંત્રી નિકટ આવ્યાં. યુવરાજ અવાક બેઠો છે. ચક્ષુઓમાંથી અશ્રુ ઝર્યે જાય છે. ખોળામાંથી મૃતદેહને ખસેડતો નથી.

એને ભાન નહિ હોય—તે ક્યાં છે!

**સમાપ્ત.**

| | |
|---|---|
| વૃંદાવન (શરદબાબુ) | ૨–૦ |
| સુવાસચંદ્ર ( ,, ) | ૨–૮ |
| બિન્દુ ( ,, ) | ૦–૮ |
| તક્ષશિલાની રાજમાતા | ૩–૮ |
| લોપામુદ્રા ભા. ૧–૪ (મુનશી) | ૪–૮ |
| ગુજરાતનો નાથ (મુનશી) | ૩–૦ |
| કોનો વાંક ? ( ,, ) | ૨–૮ |
| રશ્મિ (ઈનામી નવલકથા) | ૨–૮ |
| ઉષા ( ન્હા. દ. કવિ ) | ૨–૦ |
| શરત્ચંદ્ર (બળવાનું છાયાચિત્ર) | ૨–૮ |
| જ્યોત અને જવાળા (ચુ. શાહ) | ૨–૮ |
| તરલા (ભો. દિવેટીયા) | ૨–૮ |
| જ્યોત્સ્ના ( ,, ) | ૧–૮ |
| સુરેખા (રાષ્ટ્રીય નવલકથા) | ૨–૮ |
| રાધારાણી (બંકીમચંદ્ર) | ૦–૮ |
| કાઠિયાવાડી રાજરમત (ઓઝા) | ૨–૦ |
| લક્ષ્મીનાંબંધન (ર. જ. દલાલ) | ૦-૧૨ |
| દિનેશ : (ગ્રામ્યસેવક) | ૨–૦ |
| હર્ષીકેશચંદ્ર ભા. ૧ થી ૪ | ૧૧–૮ |
| અવંતીપતિ (ઐતિહાસિક) | ૨–૮ |
| ઈલા (બંગાળી લેખકની નવલકથા) | ૧–૮ |
| સહચરીની શોધમાં (હાસ્યરસ) | ૧–૮ |
| આવતીકાલના ઘડવૈયા (નવલકથા) | ૨–૮ |

| | |
|---|---|
| રાઈ ને પર્વત (રમણભાઈ) | ૧–૮ |
| મેવાડપતન (દ્વિજેન્દ્રરોય) | ૧–૮ |
| મૃચ્છકટીક અને મુદ્રારાક્ષસ | ૦–૮ |
| ભવભૂતિ અને હર્ષદેવ | ૧–૮ |
| રત્નાવલી (નાટીકા) | ૧–૦ |

**અમદાવાદ અને મુંબઈ–૨**